

**Shriyut Ravindranath Tagore.**

**श्रीयुत कवीश्वर रवीन्द्रनाथ टागोर.**

( विलायतनी छबि. )

Manoranjan Press, Bombay.

કવીશ્વર રવિન્દ્રનાથ ટાગોરકૃત

સુવિખ્યાત કાવ્ય.

# ગીતાંજલિ.

ભાષાન્તરકર્તા:–' મસ્ત-મણિ '

તે

મણિભાઇ હરિભાઇ દેશાઇ.

હાલર-વલસાડ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦,



સને ૧૯૧૮. સંવત ૧૯૭૪

કીમ્મત. ૧-૪-૦.

# નિવેદન.

કવીશ્વર રવિન્દ્રનાથ ટાગોરકૃત સુવિખ્યાત કાવ્ય 'ગીતાંજલિ'નું ભાષાન્તર આજ ગુર્જર સાહિત્ય સમ્મુખ મૂકવાનો પ્રથમ લાભ મ્હને મળ્યો છે જાણી, કંઈક ઉત્સાહ તેમજ આનન્દથી હૃદય નૃત્ય કરે છે.

જે કાવ્યથી આજ કવિ રવિન્દ્રનાથ ટાગોરનું નામ સાહિત્ય-સૃષ્ટિમાં અમર થયું છે; અને જેના સામાન્ય વાંચન માત્રથીજ વિદેશીય વાચકો પણ સ્તબ્ધ થઈ હિન્દભૂમિ પ્રતિ સ્નેહાર્દ્ર દૃષ્ટિએ ત્હેના અગાધ ગૌરવનું દર્શન કરતા ઉભા છે, તે કાવ્યનું કેટલાંએ વર્ષથી અન્ધકારમાં રહેલું ભાષાન્તર ગુર્જર સાહિત્યમાં આજ પ્રથમજ મૂકાય છે. કવીશ ટાગોરની દિવ્ય લેખિનીમાંથી ઝરતો અમૂલ્ય સુધારસ અઙ્ગ્રેજી અને બઙ્ગાલી જાણતા અનેક વાચકોએ લીધો છે, પણ ગુર્જર સાહિત્ય અદ્યાપિ તેથી વઞ્ચિત રહ્યું હતું. એ દુર્ઘટ વિટમ્બનાને દૂર કરી આજ તે અપ્રતિમ પુસ્તકનું ભાષાન્તર ગુર્જર વાચકવૃન્દ સમ્મુખ રજૂ કરવાનો સુયોગ મ્હને પ્રાપ્ત થયો છે જાણી હું પોતાને અત્યંત કૃતાર્થી થયો ગણું છું.

આ અપૂર્વ, ગુઢ અને સાહિત્યાલંકૃત કાવ્યને સર્વ ભાવો ચાલુ રાખી, યથાર્થ શબ્દવિહીન ગુર્જર-ગિરામાં ભાષાન્તર કરવું એતો અગાધ સાગરને ન્હાના કાસારમાં એકત્રિત કરવાના યત્ન જેવુંજ જણાય; તોપણ તે દિવ્ય જ્યોતિની કિંચિન્માત્ર ઝાંખી જો આ ભાષાન્તર કરાવશે તો લેખક પોતાને કૃતકૃત્ય માનશે.

ઉક્ત કાવ્યકૃતિની શ્રદ્ધાર્થે જો હું કંઈ પણ લખું તો તે માત્ર રવિરશ્મિને દીપશિખની ક્ષુદ્ર સહાય્ય આપવા જેવુંજ છે. પ્રત્યેક સાહિત્યમાં બહુધા કોઈ એવો મનુષ્ય ન હશે કે જેણે 'ગીતાંજલિ' માટેની પ્રશંસા સાંભળી ન હોય એટલે અહિં તે માટે વધુ વિવેચન કરવું તદ્દન નિરર્થક છે.

આ ભાષાન્તર મૂલ બઙ્ગાલીમાંના ૧૦૧ ઉત્તમ કાવ્યોનું કરવામાં આવ્યું છે; અને તેમાં પણ સુકાઠન કાવ્યોનો મૂલ ભાવ સર્વ રીતે યથાર્થ સચવાય એવા હેતુથી ત્હેને ગદ્યમાં લેવું વિશેષ ઉત્તમ જણાયું. તેમ છતાં નમુનાના દશ કાવ્યો (પદ્યાત્મક) પણ પાછળ આપવામાં આવ્યાં છે.

'ગીતાંજલિ' જેવાં અપ્રતિમ કાવ્યનું ભાષાન્તર (તા. ૫ ડીસેમ્બર ૧૯૧૭થી તે તા. ૧૫ ડીસે-

મ્બર ૧૯૧૭ સૂધી એટલે) માત્ર દશ દિવસમાં માથેરાનમાં કરવામાં આવ્યું હતું; જે વખતે 'સ્વર્ગ'–પ્રેમી મહાશય અમૃતલાલ સુંદરજી પઢીઆર ત્યાં સાથેજ હતા.

મૂલ બઙ્ગાલી, અને ગદ્યાત્મક ભાષાન્તર અઙ્ગ્રેજીમાં, ઉક્ત પુસ્તકની લાખો પ્રત એક સાથે ખપી ગઇ છે; અને પ્રત્યેક બઙ્ગાલી તેમજ અઙ્ગ્રેજી જાણતા મનુષ્યે ત્હેનો યથાર્થ લાભ લીધો છે તો ગુર્જર સાહિત્ય પણ આ અદ્વિતીય કાવ્યના ભાષાન્તરને વધાવી લેશે એવી આશા સાથે વિરમું છું.

માથેરાન, ચોકહોલ,
૧૭–ડીસેમ્બર ૧૯૧૭.

હરિ ॐ તત્સત્ ।
'મસ્ત મણિ.'

## કર્તાનાં બીજાં પુસ્તકો.

૧. **પ્રભુભક્તિ.** (આધ્યાત્મિક ગ્રન્થ.)

૨. **હૃદયપુષ્પાંજલિ.** (કાવ્ય.)

(૧) કીંમત એક રૂપીઓ અને

(૨) બાર આના.

ટુંક મુદતમાં છપાશે.

**પ્રેમવીણા.** (કાવ્ય.)

હૃદયપુષ્પાંજલિનું અંગ્રેજી ભાષાન્તર.

---

પ્રકાશક:—

મણિભાઈ હરિભાઈ દેશાઈ.

હાલર,—વાયા વલસાડ.

# સમર્પણ.



જે અર્પે છે કનક કિરણો
આભને ઢોળવાને,
હીમાશ્રુને નલિની મુખથી
લૂછવા તેહ જાશે.
જે ફુંકે છે અનિલ દૂરથી
વેલીને સૌ ધ્રૂજાવી
દિશા શું તે ફરી મલયથી
પીડશે ચકંચાકી.

જે ફેંકે છે રસ ઉપરથી
શીત અંગે કરાવી,
દેશે તે ત્યાં મદ મયુરને
પ્રેમ શું પોખવાની.
ત્હેનું પ્રેમે સ્મરણ કરતાં
સ્મૃતિમાં ચીતરીને,
ભીંજાવી આ સુમન રસદા
અર્પું હું પ્રેમથી તે.

અનન્ત વિશ્વના કિનારા ઉપર બાલકો ભેગાં થાય છે. અન્તહીન ગગનતલ માથાપર સ્તબ્ધ થઈ ઉભું છે; અને અશાન્ત સુનીલ જલ ઉગ્ર બન્યું છે. અનન્ત વિશ્વના તટ ઉપર છોકરાંઓ કોલાહલ અને નૃત્ય સહ એકઠાં થાય છે.

તેઓ પોતાનાં ઘરો રેતીથી બાંધે છે અને ખાલી છીપોની સાથે રમત કરે છે. સુકાઇ ગયેલાં પાંદડાઓની તેઓ હોડીઓ બનાવે છે અને અગાધ સાગરમાં ત્હેને હસતાં હસતાં હંકારે છે. વિશ્વના અનન્ત તટ ઉપર બાલકો ખેલે છે.

તેઓને તરતા આવડતું નથી, તેમજ તેઓને જાલ નાંખતાં પણ આવડતી નથી. મોતી કૂહાડ-

નારાઓ મોતીને માટે ડુબકી મારે છે, વણિક પોતાના વહાણમાં સફર કરે છે, જ્યારે બાલકો પથ્થરો એકત્ર કરે છે અને ત્હેને પાછા વેરી દે છે. તેઓ ગુપ્ત ખજાનાને માટે શોધ કરતા નથી. તેઓ જાણતા નથી કે જાલ કેમ ફેંકવી ?

સમુદ્ર હાસ્યથી ઉછળે છે, અને સમુદ્રમર્યાદા-ઉલ્લંઘન મંદ સ્મિતથી પ્રકાશે છે. જેમ એક માતા બાલકનું પારણું હીંચતા હાલરડાં ગાય છે તેમ તે ભીષણ મોજાંઓ બાલકોને અર્થશુન્ય ગીતો સુણાવે છે; સાગર શિશુઓની સાથે ખેલે છે, અને સમુદ્રમર્યાદાઉલ્લંઘન મૃદુ સ્મિતથી પ્રકાશે છે.

અનન્ત વિશ્વના તટ ઉપર બાલકો ભેગાં થાય છે. માર્ગહીન આકાશમાં તોફાન ભમે છે, અગાધ સમુદ્રજલમાં વહાણો ડુબે છે, યમદૂતો હજી દૂર છે, અને બાલકો ખેલે છે; અનન્ત વિશ્વના તટ ઉપર શિશુઓનો મહાન્ મેલો છે.

—૨—

અરે ! મૂર્ખ ! ! ત્હારા પોતાનાજ મસ્તિષ્ક ઉપર ત્હારો પોતાનો ભાર લઈ ચાલવા પ્રયત્ન કરે છે ?! હે ! ભિખારી ! ! ત્હારા પોતાનાજ દ્વાર આગળ તું ભીખ માગે છે ? !

આ ત્હારો સર્વ બોજો જે એ સર્વ ઉઠાવી શકે

એમ હોય ત્હેના હાથમાં મુક, અને કદિપણ તે માટે ચિન્તાથી પાછળ જોઇશ નહિ.

ત્હારી વાસના જે દીપકના પ્રકાશને તે અડકે છે ત્હેને સદ્ય પોતાના શ્વાસથી હોલવી નાંખે છે.

તે અપવિત્ર છે—ત્હેના ભ્રષ્ટ હાથોથી તું દાન ના લે! પણ માત્ર જેટલું દૈવી પ્રેમથી આપવામાં આવે તેટલુંજ ગ્રહણ કર!!

—૩—

અહિં હું ત્હારાં ગીતો ગાવાને આવ્યો છું. આ ત્હારી સૃષ્ટિ-સભામાં એક ખુણામાં મ્હારૂં સ્થાન છે.

હે! નાથ!! ત્હારા ભુવનમાં મ્હારે કોઇકાર્ય કરવાનું નથી; માત્ર આ મ્હારૂં અનુપયોગી જીવન ફાવે તેવા રાગો ક્હાડી શકશે.

હે, રાજન્! જ્યારે એકાન્ત રાત્રે દેવાલયમાં ત્હારૂં આરાધન કરવાનો સમય થાય ત્યારે ત્હારી સ્હામે ઉભો રહી ગાવાની મ્હને તું આજ્ઞા કરજે.

જ્યારે આકાશ ઉજ્જ્વલ થાય અને વીણા સોનેરી સુર કહાડે ત્યારે હું ત્હારાથી દૂર ન રહું એટલું મ્હને માન આપજે.

—૪—

આજે વર્ષાદ શ્રાવણના ઘન તિમિરમાં સર્વ

રક્ષકોસહ, નિશાની માફક શાન્ત બની, તું અતિ મંદ પગલે ચાલે છે.

પૂર્વના પ્રબળ વાયુની ભારસૂચક બૂમોથી બેદરકાર રૂહી આજે પ્રભાતે પોતાનાં નયન બંધ કર્યાં છે; અને સદા-જાગૃત નીલ આકાશ ઉપર એક ઘટ મેઘાચ્છાદન ઢાંકી દેવામાં આવ્યું છે.

વનભૂમિએ પોતાનાં સંગીતો શાન્ત કર્યાં છે. અને સર્વ ઘરના દરેક દ્વારો બંધ છે.

આ ઉજ્જડ રસ્તામાં તુ કોણ એકલો રખડતો મુસાફર છે ?

હે, મ્હારા એકના એક સખા ! ! હે, પ્રિયતમ ! ! આ મ્હારા ઘરના દ્વારો ખુલ્લાં છે-અને મ્હારી નમ્ર વિનંતી છે કે, એક સ્વપ્નની માફક તું મ્હારી સન્મુખ હોવા છતાં અહિંથી પસાર ન થઇ જતો.

—૫—

આ ત્હારૂં ભજન, પૂજન, સાધન અને આરાધના સર્વ છોડી દે !

મંદિરના આ એકાન્ત અંધારા ખુણામાં બધાં બારી બારણાઓ બંધ કરીને તું કોને પૂજે છે ? જરા ત્હારી આંખ ઉઘાડ અને જો કે ત્હારો પ્રભુ ત્હારી સ્હામે નથી ! !

તે તો જ્યાં કૃષિકાર કઠિન જમીનને ખેડે છે અને પથ્થરફોડો જ્યાં પથ્થરો ભાંગે છે ત્યાં ગયો છે.

તે તેઓની સાથે ટાઢ અને તાપમાં બારે માસ રહે છે, અને ત્હેનાં વસ્ત્રો ધૂલથી ભૂરાઈ ગયાં છે. આ ત્હારી પવિત્ર કફની દૂર છોડ! અને કેવલ તેની માફક ચાલ તે ધૂલવાળી જમીન પર!!

મુક્તિ?! અરે! વળી મુક્તિ તે ક્યાં મળે છે? (તે ક્યાં જડે છે?!) આપણા પ્રભુએ સૃષ્ટિનાં સર્વ બંધનો આનન્દથી પોતાને શિર વહોરી લીધાં છે; તે તો આપણી સાથે સદાને માટેજ બંધાયલો છે.

ત્હારૂં ધ્યાન બંધ રાખ અને આ ત્હારાં ફૂલ (ભૂલ)ને દૂર કર! અને જો કદાચિત્ ત્હારા વસ્ત્રો જર્જરિત અને ડાઘાવાળાં થઈ જાય તો તેથી શું નુકશાન? પરિશ્રમ અને ત્હારા કપોલના સ્વેદમાં ત્હેને ભેટ અને ત્હેની બાજુમાં ઉભો રહે! કર્મયોગે તે ત્હારી સાથે એક થશે.

—૬—

આ નાનકડા પુષ્પને તું સત્વર ચુંટી લે, વિલમ્બ ના કર! કેમકે મ્હને ભય રહે છે કે તે કરમાઇ જઈ ધૂલિમાં પડી જશે.

ભલે ! એ ફુલને ત્હારી પુષ્પમાલામાં જગ્યા ન મળી શકે, પણ તું શ્રમ લઇ ત્હારા પવિત્ર હસ્તના સ્પર્શથી ત્હેને ભાગ્યશાળી બનાવ, અને તે માટે સત્વર તોડી લે, વિલમ્બ મા કર !

મ્હને બ્હીક રહે છે કે હું જાણું તે પૂહેલાં કયારે દિવસ પૂરો થઇ જશે, તથા કયારે ત્હારી પૂજાનો વખત ગુપચુપ જતો ર્‌હેશે.

ભલે ત્હેનો રંગ ઘેરો, સુંદર અને આકર્ષક ન હોય અને સુરભિ ઝાંખી (અનાલ્હાદક) હોય તો પણ આ કુસુમને તું ત્હારી સેવામાં લે અને જ્યારે હજી વખત છે તો ત્હેને તોડી લે, સત્વર તોડી લે, વિલમ્બ મા કર !

—૭—

આ મસ્ત આનન્દના વમલમાં ઉંચા નીચા ઉછળી, ભાંગી તુટી ખોવાઈ જવું અને આ છન્દના આનન્દનાં મગ્ન ર્‌હેવું એ શું ત્હારાથી પર છે ?

સર્વ ભૂતમાત્રો ઉન્નતિ તરફ આગળ વધે છે; તેઓ ઉભા ર્‌હેતા નથી, તેઓ પાછળ દૃષ્ટિ કરતા નથી, કોઇ શક્તિ તેઓને અવરોધ કરી શકતી નથી, તેઓ આગળ દોડે છે.

તે અશાન્ત ત્વરિત સંગીતની સાથે ત્હેના આનન્દના ચરણ સ્પર્શથી સમાન ગતિ રાખી, ષડ્ ઋતુઓ

નૃત્ય કરતી આવે છે અને જતી રૂહે છે.—રઙ્ગ, વર્ણ, ગીત, ગન્ધ આદિનો સંયોગિક આનન્દ કે જે ક્ષણે ક્ષણે ફેલાય છે, આવે છે અને નાશ પામે છે તે ત્હેના રુપમાં એક અશેષ ધોધની માફક વહે છે.

—૮—

આ મ્હારા જવાના વખતે સર્વે જયધ્વનિ કરો !

પ્રાતઃ આકાશ દિવ્ય રઙ્ગથી છવાઇ ગયું છે, અને મ્હારો પથ સુન્દર થઇ ગયો છે. હું ત્યાં શું લઇને જાઉ છું તે મ્હને કોઈ પુછશો નહિ. હું અન્તરે વ્યાકુલ બની શુન્ય હાથે જાઉં છું

હું માલા પહેરીને મિલન-વેશે જાઉં છું; મ્હારી કંઇ પથિક-સજ્જા નથી. મ્હારા દેશે અનેક બાધા અને વિપદ છે, અને મ્હારો માર્ગ ઘણો કઠિન છે તોપણ મ્હારા મનમાં ભય નથી.

મ્હારી યાત્રા જ્યારે પરિપૂર્ણ થશે, ત્યારે સન્ધ્યા-તારા આકાશપટમાં પ્રકાશી નીકળશે, અને કરુણ બાંસરી ત્હેની પૂર્ણતા કરતાં સુમધુર સ્વરે દ્વાર આગળથી વાગશે.

—૯—

આ રહ્યું ત્હારૂં પાદસ્થાન અને પેલા રહ્યા ત્હારાં ચરણો કે જ્યાં અધમ, દીન અને ચ્યુત મનુષ્યો રૂહે છે.

જ્યારે હું ત્હને પ્રણામ કરવા પ્રયત્ન કરૂં છું ત્યારે મ્હારા અષ્ટાંગપાત જ્યાં ત્હારા ચરણો દારિદ્ર, કંગાલ અને પતિત મનુષ્યો વચ્ચે હોય છે ત્યાં સૂધી નીચે પ્હોંચી શકતા નથી.

જ્યાં તું અધમ, નિર્ધન અને ચ્યુત મનુષ્યોના નમ્ર વેશમાં ફરે છે ત્યાં અભિમાન પ્હોંચી શકનાર નથી.

જ્યાં તું ગરીબ, કંગાલ અને પતિત મનુષ્યોમાંના મિત્રહીન જનોની સાથે સંગ કરે છે ત્યાં આવવાને મ્હારૂં હૃદય માર્ગ શોધી શકતું નથી.

—૧૦—

આ વખત મ્હારે મ્હારી નાવ હંકારવી જોઇએ. આલસ્યયુક્ત પલો કિનારા ઉપરજ વૃથા વ્યતિત થતી જાય છે. મ્હને ધીક છે! ધીક છે!!

વસન્તે પોતાનું પુષ્પારોપણનું કાર્ય પુરું કર્યું છે અને રજા લીધી છે; અને હું હવે ધીમા પડી કરમાઈ ગયેલાં અનુપયોગી સુમનનો બોજો સહી, રાહ જોતી ઉભી છું.

મોજાંઓ ઉગ્ર બન્યા છે, અને કિનારા ઉપરની તે અંધારી એકાન્ત ખાઈમાં પીળાં પાંદડાઓ પવનથી ધ્રુજે છે અને પડી જાય છે.

તું શુન્ય મને શું જૂવે છે? શું તું વાયુ અને આકાશમાંથી સ્હામેના કિનારેથી પસાર થતી દૂર સંગીતના ધ્વનિની ધ્રૂજારીને નથી અનુભવતો?

—૧૧—

આ સંસારમાં મ્હારા પર જેઓ પ્રેમ કરે છે તેઓ પોતાના સર્વ બનતા ઉપાયોથી મ્હને પકડી રાખવા પ્રયત્ન કરે છે; પણ ત્હારો પ્રેમ કે જે હંમેશાં તેઓ સર્વથી વિશેષ છે તેમાં તેથી ઉલટું છે, અને તું મ્હને સદાકાલ મુક્ત રાખે છે.

કદાચિત્ હું તે સર્વને ભૂલી ન જાઉં તે માટે તેઓ મ્હને એકાન્તમાં રાખવાની હીંમત કરતા નથી.

પણ દિવસો પછી દિવસો જતા જાય છે અને તું દેખાતો નથી.

જોકે હું ત્હને મ્હારી પ્રાર્થનામાં ભૂલી જાઉં, જો કે હું ત્હને મ્હારા હૃદયમાં ન રાખું તોપણ ત્હારો પ્રેમ મ્હારા પ્રેમ માટે ઝંખના કરે છે.

—૧૨—

ઉંચા કાશરમાં આવેલી નિર્જન નદીના કઠ-ણમાં મ્હેં ત્હેને પુછ્યું:—“યુવતિ! ત્હારા પવિત્ર “વસ્ત્રને આડું ધરી આ દીપકને તું ક્યાં લઈ

"જાય છે? મ્હારૂં ઘર એકાન્ત અને અંધકારમાં
"છે,—ત્હારો દીપક મ્હને થોડીવાર આપ!"

તેણે પોતાની કાળી ભ્રમર જેવી આંખો એક ક્ષણ માત્ર મ્હારા તરફ ફેરવી; અને અન્ધકારમાંથી મ્હારા પ્રતિ દૃષ્ટિ કરી તેણે કહ્યું;—" જ્યારે પશ્ચિમ
"દિશામાં દિનપ્રભા મંદ થાય ત્યારે મ્હારા દીપ-
"કને નદીમાં વહેતો મુકવાને માટે હું આવી છું."

હું કાશરમાં થોડીવાર એકલો ઉભો રહ્યો; અને જલપ્રવાહમાં અકારણ તણાઇ જતા ત્હેના દીપકના ઝાંખા પ્રકાશને જોવા લાગ્યો.

રાત્રિના શુન્યકારમાં મ્હેં ત્હેને પુછ્યું:—"યુ-
"વતિ! ત્હારા સર્વ દીપકો બળે છે-ત્યારે આ
"ત્હારા દીપક સાથે તું કયાં જાય છે? મ્હારૂં ઘર
"તદ્દન એકાન્ત અન્ધકારમય છે,-ત્હારો દીપક
"મ્હને થોડા વખત માટે આપ!"

તેણે પોતાની કાળી ભ્રમર જેવી આંખો મ્હારા તરફ ફેરવી, અને ક્ષણેક શંકાશીલ હૃદયે ઉભી રહી; આખરે તેણે કહ્યું;—" મ્હારો દીપક આકાશને અર્પણ
"કરવાને હું આવી છું."

હું ત્હેની શુન્યકારમાં વૃથા બળી જતી દીપકની પ્રભાને જોતો ઉભો.

અમાવસ્યાની અન્ધારી મધ્ય રાત્રે મ્હેં ત્હેને પુછ્યું;–"હે, યુવતિ! આ દીપકને ત્હારા હૃદય "પાસે રાખવામાં શો હેતુ છે? મ્હારૂં ઘર "એકાન્ત અને અન્ધકારમય છે,–ત્હારો દીપક મ્હને "થોડા વખત માટે આપ!"

તે એક પળ ઉભી રહી, વિચારમાં પડી અને બોલી;–"હું મ્હારા દીપકને પ્રકાશના ઉત્સવમાં "સામેલ કરવાને માટે લાવી છું."

હું ત્હેના ન્હાનકડા દીપકને પ્રકાશના અમ્બારમાં અકારણ ગુમ થઈ જતો જોતો ઉભો.

—૧૩—

એ અન્તરપટમાં કોણ છે? મ્હારી ચેતના અને મ્હારી વેદના ત્હેના સુગંભિર સ્પર્શે ઉત્પન્ન થાય છે અને લય પામે છે.

મ્હારી આંખોમાં અદ્‌ભૂત જાદુ નાંખી, કેટલીક વખત સુખ દુઃખના તાન પલટા મારી, આનન્દથી તુંજ મ્હારી હૃદય–વીણાના તારને છેડે છે.

સોનેરી, રુપેરી, લીલા અને નીલ અચિર વર્ણોમાં આ માયા–જાળને તેજ ગુંથે છે, અને તે જાળીમાંથી પોતેજ પોતાના ચરણને બ્હાર દેખાતા રાખે છે કે જેના સ્પર્શ–સુધારસમાં ડુબી જતાં હું સર્વ ભાન ભુલી જાઉં છું.

દિન પછી દિન વ્યતિ થાય છે અને યુગોના યુગો ચાલ્યા જાય છે, પણ તેજ સદાકાલ ગુપ્ત રહીને ત્હારા પરિચયે, ન્હાના પ્રકારના નામ અને રુપે અને અનેક પ્રકારના આનન્દ અને દુઃખના ઉન્માદમાં મ્હરાં હૃદયમાં ચૈતન્ય–રસ વરસાવે છે.

—૧૪—

એક શિશુને ત્હમે મણિરત્નાદિ હારોથી જ્યારે એક રાજાના વેશમાં સજો છો ત્યારે તે પોતાના ખેલમાંથી યથાર્થ આનંદ લઈ શકતો નથી; કેમકે ત્હેના વસ્ત્રાભૂષણો ત્હેને વિષમ ભારરુપ થઇ પડયાં હોય છે.

કદાચિત્ તે અલઙ્કારને નુકશાન પ્હોંચશે અગર તો ધૂલમાં રગડોળાવાથી તે ઉપર ડાઘા પડી જશે એવા પ્રકારના ભયથી તે હંમેશાં વિશ્વથી અટુલો રહે છે; એટલુંજ નહિ પણ તે હાલતાં ચાલતાં સૂદ્ધાં બ્હીએ છે.

મા ! આ ત્હારા અલઙ્કારના બંધનો જો તે સામાન્ય માનવ જીવનના ઉત્સવમાં દાખલ થવાના હક્કને છીનવી લે, તો તે ત્હારા અલઙ્કારોથી કશો ફાયદો નથી !

—૧૫—

એ ત્હારા વિરહનું દુઃખ છે કે જે ભુવને ભુવને સામ્રાજ્ય ભોગવે છે, અને આ અનન્ત

આકાશ–સાગરને વિવિધ અસંખ્ય રુપને જન્મ આપી અલંકૃત કરે છે.

આખી રાત્રિ તારા તારાએ અનિમેષ નેત્રે જે જોયા કરે છે અને શ્રાવણના વર્ષાયુક્ત અન્ધકારમાં જે સંગીત પલ્લવદલે ધ્વનિ કરે છે તે ત્હારો વિરહજ છે.

જે કોઇક જગ્યાએ પ્રેમ અને વાસનામાં, કોઇક વખત સુખ અને દુઃખમાં, માનવ–ગૃહે ગૃહે પ્રત્યક્ષ થાય છે તે આ ત્હારા ગભીર વિરહની અતુલ વેદનાજ છે.

મ્હારાં સકલ જીવનને ઉદાસ બનાવી, આ મ્હારાં હૃદયમાંથી જે કંઇ સંગીતધ્વનિ નીકળે છે અને બંધ થાય છે. એ સર્વ પણ ત્હારો વિરહજ છે.

—૧૬—

કેટલાએ ભાગ્યહીન દિવસોમાં મ્હેં વૃથા ગુમાવેલા ગત્ વખત અને દિવસોનો શોચ કર્યો છે.

પણ હે, પ્રભુ! તે કદિ પણ નકામો ગયો નથી. મ્હારાં જીવનની પ્રત્યેક ક્ષણ (ની દોરી) ત્હેં ત્હારા હાથમાં રાખી છે. હે, અન્તર્યામી દેવ! સર્વ વસ્તુના અંતરપટમાં ગુપ્ત રીતે રહી બીજમાંથી અઙ્કુર, અઙ્કુરમાંથી પર્ણ, પર્ણમાંથી કળી, કળીમાંથી પુષ્પ અને પૂર્ણવિકસિત પુષ્પદલમાં સુમધુર રસયુક્ત ફલતું તું

સર્વ સ્થિતિમાં પોષણ કરે છે.

હું થાકી કંટાળી નિદ્રાતુર મ્હારી પ્રમાદશૈય્યામાં પડયો પડયો વિશ્રાન્તિ લેતો વિચાર કરતો હતો કે, સર્વ કર્મ બંધ પડયું હશે.

પ્રભાતમાં હું જાગી ઉઠયો અને જોયું તો મ્હારાં ઉપવનમાં વિવિધ પ્રકારનાં પુષ્પો ખીલી નિકળ્યાં હતાં.

—૧૭—

કોલાહલ કરવાને મ્હને નિષેધ કર્યો છે, તેથી હું ઝીણે સ્વરે વાત કરૂં છું. આથીજ મ્હારી હૃદયવીણા કેવલ સંગીતના મૃદુ આલાપમાં પ્રત્યક્ષ થાય છે.

રાજ્યમાર્ગે અનેક લોકો ત્વરિત ગતિથી ચાલ્યા જાય છે; અને વેચનારાઓ હાક મારે છે પણ કાર્યના અતિશય બોજામાંથી મધ્યાન્હને સમયે મ્હને કવખતે છુટ્ટી મળી છે.

ત્યારે પુષ્પોને પણ અકાલે મ્હારાં ઉપવનમાં ખીલવા દે અને મધુકરોને પોતાનો મૃદુ ગુન્જારવ મધ્યાન્હને સમયે કરવા દે !

સત્ અસત્‌ના દ્વન્દ્વમાં મ્હેં અનેક દિન વૃથા ગુમાવ્યા છે, પણ હાલ મ્હારા પ્રમાદી વખતનો બાલસખા મ્હારૂં હૃદય આકર્ષે છે, અને મ્હને ખબર નથી કે, આ વીના કારણની બુમ તે મ્હને શા માટે પાડે છે ?!

—૧૮—

ગ્રામમાં શેરી શેરીએ હું ભિક્ષા માગતો ફરતો હતો ત્યારે તું ત્હારા સુવર્ણ-રથમાં બેસી આવતો હતો. શું ત્હેની વિચિત્ર શોભા અને શો વિચિત્ર સાજ ?! એ સર્વ મ્હારી ચક્ષુને એક અપૂર્વ સ્વપ્ન-સમ લાગ્યું; અને હું મનમાં વિમાસવા લાગ્યો કે;— " આ કોણ મહારાજા છે ? "

મ્હારી આશાની ઉર્મિઓ ઉછળવા લાગી, અને મ્હેં ધાર્યું કે;—' મ્હારા અશુભ દિવસોનો હવે અન્ત આવ્યો છે. ' અને હું વણ માગ્યે કંઇક દાન મળવાના ઉમંગથી તથા રસ્તાની બાજુ ઉપર ધૂલમાં પૈસા વેરાવાની આશાથી ઉભો રહ્યો.

હું જ્યાં ઉભો હતો ત્યાં રથ સ્થંભ્યો ત્હારી દૃષ્ટિ મ્હારાપર પડી, અને મૃદુ સ્મિત કરી તું નીચે ઉતર્યો.

તે વખતે મ્હને લાગ્યું કે,—' મ્હારૂં ભાગ્ય ખુલવાનો આ વખત આખરે આવ્યો છે; પણ એકાએક ત્હેં ત્હારો જમણો હાથ બહાર ક્હાડયો અને કહ્યું:—" મ્હને કંઈ આપશો !! "

અહા ! એક ભિખારી પાસે ભીખ માગવાને ત્હારે હાથ લાંબો કરવો એ કેવી ઉમદા મશ્કરી

છે ? એ કેવું કૌતુક છે ! ! હું ગભરાઇ ગયો અને શું કરવું ત્હેના વિચારમાં ઉભો રહ્યો. થોડા વખત પછી મ્હારી ઝોળીમાંથી મ્હેં એક ન્હાનામાં ન્હાનો દાણો ધીરેથી ક્‌હાડયો અને ત્હેને આપ્યો.

જ્યારે દિવસને અન્તે ( ઘર આવી ) મ્હેં મ્હારી ઝોળી જમીન ઉપર ખાલી કરી, અને સોનાની એક ન્હાનામાં ન્હાની કણીને ભિક્ષાના દાણાના સામાન્ય ઢગમાં જોઈ ત્યારે મ્હારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મ્હેં ઘણુંજ રુદન કર્યું, અને એવું ઇચ્છયું કે, મ્હારું સર્વસ્વ ત્હેને કેમ મ્હેં આપી ન દીધું ?

—૧૯—

ચિત્ત જ્યાં ભય શુન્ય છે, અને મસ્તિષ્કને જ્યાં ઉચ્ચ રાખ્યું છે;

જ્ઞાન જ્યાં મુક્ત છે;

જગતને જ્યાં સામાજિક ક્ષુદ્ર દિવાલોથી અવિભક્ત રાખવામાં આવ્યું છે;

શબ્દો જ્યાં સત્યની ગુહામાંથી બહાર નીકળે છે;

અવિશ્રાન્ત પુરુષાર્થ જ્યાં પોતાના હાથો પૂર્ણતા તરફ પ્રસારે છે;

વિવેકનો નિર્મળ ઝરો જ્યાં ઉજ્જડ સુક્કા રણની પ્રાચીન પૃથાની રેતીમાં પોતાના માર્ગને ખોઇ બેઠો નથી;

બુદ્ધિ જ્યાં હંમેશ વૃદ્ધિ પામતા વિચાર અને કાર્યમાં ત્હારી સહાય્યથી આગળ વધે છેઃ—

તે મુક્તિના સ્વર્ગમાં, હે! પિતા! ! ભારતને જાગ્રત કર !!!

—૨૦—

જગતના આનન્દ–યજ્ઞમાં મ્હને નિમન્ત્રણ છે. ધન્ય છે! ધન્ય છે ! ! આ માનવ–જીવનને ! ! !

મ્હારાં નયન નવીન રુપને પુરે છે, અને મ્હારાં શ્રવણ ગંભિર સ્વરથી મગ્ન થયાં છે.

ત્હારા યજ્ઞમાં બંસી બજાવવાનો બોજો મ્હને સોંપ્યો'તો; અને મ્હારાથી ગવાય તેટલી ઉત્તમ રીતે મ્હેં ગાયું છે.

આખરે જયધ્વનિ સાંભળી સભામાં આવી ત્હારૂં મુખ જોવાનો અને ત્હને મ્હારા નમ્ર પ્રણામ કરવાનો સમય શું આવી પ્હોંચ્યો છે ?

—૨૧—

જીવનના સિંહદ્વારમાં જે ક્ષણે હું પેઠો ત્યારે આ આશ્ચર્યયુક્ત સંસારના મહાનિકેતને આ ક્ષણથી હું અજ્ઞાત હતો. અર્ધરાત્રે મહારણ્યે ખીલી નિકળતી કળીની માફક આ વિપુલ રહસ્યમય સ્થાનમાં કઈ શક્તિએ મ્હને ઉંચકી મુકયો છે?!

પણ જ્યારે પ્રભાતના શિર ઉંચું કરી મ્હેં નીલામ્બર પર કનકકિરણ-ગાંથા જોઇ અને સુખ દુઃખથી ભરેલા સંસારને નિહાળ્યો ત્યારે આ અપાર રહસ્યથી અજ્ઞાન છતાં એક નિમેષ માત્રમાં નિત્ય પરિચિત માતૃવૃક્ષસમ મ્હારી ધ્યાનમાં તે સર્વ આવી ગયું.

દિવ્ય જનની મૂર્તિ મ્હારે માટે રુપહીન, જ્ઞાનાતીત ભીષણ શક્તિ ધરે છે. મૃત્યુથી હું અજ્ઞાત છું. આજે ક્ષણે ક્ષણે શરીર કાંપતું ડરે છે, અને અશ્રુપૂર્ણ ચક્ષુઓ સંસારને જીવન-ધ્વજા બે હાથ ધરી વિદાય દે છે.

અરે, મુઢ ! જ્યારે જનમ-મુહૂર્ત ત્હેને અજ્ઞાત છે ત્યારે ત્હારી ઇચ્છા પૂર્વે આ જીવન સંસારને ત્હારો પોતાનો કરી કેમ રાખ્યો છે ? મૃત્યુના પ્રભાતે તે અપરિચિત મુખ પરિચિત થઇને આવશે. અને જ્યારે હું મ્હારા આ જીવનને અનન્ય પ્રેમથી ચાહું છું તો મૃત્યુને પણ મ્હારે તેટલાજ પ્રેમથી ચહાવું જોઇએ. જ્યારે જમણા સ્તનથી ખસેડી માતા શિશુને દૂર કરે છે ત્યારે તે રડે છે પણ તે કેવલ ત્હેને ડાબી બાજુના સ્તનને વળગાડવાને માટેજ !

—૨૨—

જે ગાન હું ગાવાને માટે આવ્યો છું તે અદ્યાપિ પર્યંત ગાવાનું બાકી જ રહી ગયું છે.

મ્હેં મ્હારા દિવસો (મ્હારા) સાજના સુર સાધવામાં અને તાર મેળવવામાં જ ગુમાવ્યા છે.

હજી યોગ્ય કાલ આવ્યો નથી, અને શબ્દો પણ યથાયોગ્ય ગોઠવાયા નથી; માત્ર એક પ્રકારની ગાવાની વ્યાકુલતા મ્હારા હૃદયમાં ઉત્પન્ન થઇ છે.

હજી કળી ખીલી નથી; માત્ર પવન પાસે થઇને વહન કરે છે.

મ્હેં ત્હેનું મ્હોં જોયું નથી તેમજ ત્હેની વાણી પણ સાંભળી નથી; કેવલ મ્હારા દ્વારના સ્હામેના રસ્તેથી જતાં મ્હેં ત્હેના મૃદુ પગરવની ઝાંખી કરી છે.

મ્હારા જીવનનો સારો દિવસ ત્હેને માટે જમીન ઉપર આસન બિછાવવામાં ગયો છે; પણ હજી સૂધી દીપક પ્રગટયો નથી, તો હું ત્હેને મ્હારા ઘરમાં આવવાનો આગ્રહ શી રીતે કરી શકું ?

હું ત્હેના મિલનની આશાથી જીવું છું; પણ હજી સૂધી તે મિલન થયું નથી.

—૨૩—

જે દિવસે કમલ ખીલ્યું તે દિવસે અફસોસ ! મ્હારૂં ચિત્ત ભમતું હતું, અને મ્હને ત્હેની ખબર પડી નહિ. મ્હારી પુષ્પ છાબ ખાલી હતી છતાં પણ તે પુષ્પ કાળજી લીધા વિના રહી ગયું.

ફક્ત જ્યારે ત્યારે મ્હને એક પ્રકારની ઉદાસીનતા થવા લાગી, અને હું મ્હારાં સ્વપ્નમાંથી ચમકી ઉઠી તથા દક્ષિણ (મલાયાનિલ) પવનની મન્દમધુર અલૌકિક સુરભિ અનુભવવા લાગી.

તે અદ્વીતિય સુગન્ધે મ્હારાં હૃદયને વિરહથી ઉદાસીન બનાવી દીધું, અને મ્હને એવું લાગ્યું કે તે નવીન વસન્તનો સ્વપૂર્ણતા શોધતો ઉત્સુક શ્વાસ હતો.

અરે ! તે આટલો બધો નજદિક છે, રે !! તે મ્હારો છે અને હાય !!! આ અપૂર્વ માધુર્ય મ્હારા હૃદય-ઉપવને ખીલ્યું છે એવું હું ત્યારે જાણતી ન હતી.

—૨૪—

જે દિવસે જઈશ તે દિવસે હું નીચે પ્રમાણે બોલીને જઈશ કેઃ—

જે સર્વ મ્હે જોયું છે અને અવલોકયું છે ત્હેની તુલના થઇ શકે એમ નથી.

આ જ્યોતિર્સમુદ્રમાં જે શતદલ-પદ્મ ખીલ્યું હતું ત્હેનું મધુપાન કરીને હું કૃતાર્થી થયો છું, એ કથા હું જાઉં તે દિવસે મ્હને જણાવવા દો.

અનેક રુપયુક્ત નાટ્ય-ગૃહમાં મ્હેં ઘણી વખત ખેલો કર્યા છે, અને તે નિરાકાર સ્વરુપના સાક્ષાત દર્શન કર્યાં છે.

જ્યારે મ્હેં ત્હેના શરીરનો સ્પર્શ કર્યો ત્હારે મ્હારાં સકલ અઙ્ગો કોઇક દિવ્ય આનંદ અનુભવવા લાગ્યાં. એ દિવસે મ્હારો અન્ત આવ્યો હોત તો મ્હને ત્હેની દરકાર ન્હોતી; બસ આટલુંજ હું જાઉં ત્યારે મ્હને કહી જવા દ્યો.

—૨૫—

જે નિદ્રા બાલકની અક્ષી ઉપરથી, સકલ તાપનો ક્ષય કરી, સડસડાટ પસાર થઇ જાય છે તે શું કોઇ જાણે છે કે ક્યાંથી આવે છે?

હા! એવી અફ્વા સાંભળવામાં આવે છે કે, જ્યાં આગીઆના તેજની મૃદુ પ્રકાશીત વનછાયામાં આવેલા અપ્સરાના નગરમાં બે જાદુઇ ન્હાની કળીઓ લટકે છે ત્યાં તે રૂહે છે. અને ત્યાંથી તે બાલકના નયનને ચુંબન દેવાને આવે છે.

જ્યારે બાલક નિદ્રામાં હોય છે ત્યારે જે સ્મિત ત્હેના ઓષ્ટ ઉપર ફરકે છે તે કયા દેશમાં જન્મ પામે છે ત્હેની શું કોઇને ખબર છે?

હા! એવી અફ્વા ઉડે છે કે, ક્ષીણ થતાં શરદ્ મેઘની કિનારીને નવચન્દ્રકળાનું મૃદુ શિશુ કિરણ અડક્યું'તું અને તે જગ્યાએ તે ઝાકળથી સ્વચ્છ થયેલાં પ્રભાતના સ્વપ્નમાં પ્રથમ જન્મ પામ્યું હતું એજ તે મંદસ્મિત છે કે જે શિશુના ઓષ્ટ ઉપર ફરકે છે.

ફક્ત જ્યારે ત્યારે મ્હને એક પ્રકારની ઉદાસીનતા થવા લાગી, અને હું મ્હારાં સ્વપ્નમાંથી ચમકી ઉઠી તથા દક્ષિણ (મલયાનિલ) પવનની મન્દમધુર અલૌકિક સુરભિ અનુભવવા લાગી.

તે અદ્વીતિય સુગન્ધે મ્હારાં હૃદયને વિરહથી ઉદાસીન બનાવી દીધું, અને મ્હને એવું લાગ્યું કે તે નવીન વસન્તનો સ્વપૂર્ણતા શોધતો ઉત્સુક શ્વાસ હતો.

અરે! તે આટલો બધો નજદિક છે, રે!! તે મ્હારો છે અને હાય!!! આ અપૂર્વ માધુર્ય મ્હારા હૃદય-ઉપવને ખીલ્યું છે એવું હું ત્યારે જાણતી ન હતી.

—૨૪—

જે દિવસે જઇશ તે દિવસે હું નીચે પ્રમાણે બોલીને જઇશ કે:—

જે સર્વ મ્હે જોયું છે અને અવલોકયું છે ત્હેની તુલના થઇ શકે એમ નથી.

આ જ્યોતિર્સમુદ્રમાં જે શતદલ-પદ્મ ખીલ્યું હતું ત્હેનું મધુપાન કરીને હું કૃતાર્થી થયો છું, એ કથા હું જાઉં તે દિવસે મ્હને જણાવવા દો.

અનેક રુપયુક્ત નાટ્ય-ગૃહમાં મ્હેં ઘણી વખત ખેલો કર્યા છે, અને તે નિરાકાર સ્વરુપના સાક્ષાત દર્શન કર્યાં છે.

જ્યારે મ્હેં ત્હેના શરીરનો સ્પર્શ કર્યો ત્હારે મ્હારાં સકલ અઙ્ગો કોઇક દિવ્ય આનંદ અનુભવવા લાગ્યાં. એ દિવસે મ્હારો અન્ત આવ્યો હોત તો મ્હને ત્હેની દરકાર ન્હોતી; બસ આટલુંજ હું જાઉં ત્યારે મ્હને કહી જવા દો.

—૨૫—

જે નિદ્રા બાલકની અક્ષી ઉપરથી, સકલ તાપનો ક્ષય કરી, સડસડાટ પસાર થઇ જાય છે તે શું કોઇ જાણે છે કે ક્યાંથી આવે છે ?

હા ! એવી અફવા સાંભળવામાં આવે છે કે, જ્યાં આગીઆના તેજની મૃદુ પ્રકાશીત વનછાયામાં આવેલા અપ્સરાના નગરમાં બે જાદુઇ ન્હાની કળીઓ લટકે છે ત્યાં તે રૂહે છે. અને ત્યાંથી તે બાલકના નયનને ચુંબન દેવાને આવે છે.

જ્યારે બાલક નિદ્રામાં હોય છે ત્યારે જે સ્મિત ત્હેના ઓષ્ટ ઉપર ફરકે છે તે કયા દેશમાં જન્મ પામે છે ત્હેની શું કોઇને ખબર છે ?

હા ! એવી અફવા ઉડે છે કે, ક્ષીણ થતાં શરદ્ મેઘની કિનારીને નવચન્દ્રકળાનું મૃદુ શિશુ કિરણ અડક્યું'તું અને તે જગ્યાએ તે ઝાકળથી સ્વચ્છ થયેલાં પ્રભાતના સ્વપ્નમાં પ્રથમ જન્મ પામ્યું હતું એજ તે મંદસ્મિત છે કે જે શિશુના ઓષ્ટ ઉપર ફરકે છે.

જે મધુ કોમલતા બાલકના શરીર ઉપર પ્રત્યક્ષ થાય છે-શું કોઈ જાણે છે કે તે અદ્યાપિપર્યંત દીર્ઘકાલથી ક્યાં સંતાઇ રહી હતી ?

હા ! જ્યારે માતા કિશોર વયમાં હતી, ત્યારે, જે કોમલતા બાળકના અંગો ઉપર વિલસી રહી છે, તે ત્હેના હૃદયમાં પ્રેમના ગુહ્ય અને ગુપ્ત રહસ્યમાં સર્વત્ર વ્યાપી રહી હતી.

—૨૬—

જે પ્રાણ તરઙ્ગમાલા મ્હારા શરીરની શિરા શિરામાં વહન કરે છે તેજ સકલ વિશ્વમાં સર્વત્ર વહે છે, અને લયબંધ નૃત્ય કરે છે.

તે તેજ પ્રાણ છે કે જે વસુંધરાની મૃતિકામાંના પ્રત્યેક રોમકુપ રુપી કોટાનકોટિ તૃણમાં પોતાના હર્ષનો સંચાર કરે છે, અને પલ્લવ તથા પુષ્પમાં વિકાસે છે.

તે તેજ પ્રાણ છે કે જે વિશ્વવ્યાપી જન્મ-મૃત્યુના સમુદ્ર-પારણામાં ભરતી અને ઓટ રુપે હીંચે છે.

મ્હારૂં સકલ અઙ્ગ આ અનન્ત પ્રાણના સ્પર્શ માત્રથી પ્રભુતામય બન્યું હોય એવો મ્હને અનુભવ થાય છે; અને યુગયુગાન્તરના ચૈતન્ય-ધબકારાથી આ ક્ષણે મ્હારા રક્તમાં થતા ઉછાળા એજ મ્હારૂં અભિમાન છે.

—૨૭—

જે મ્હારી જીવન-ગુહામાં સંધિપ્રકાશના મંદ કિરણોમાં સદાકાલ રહી છે; જેણે પ્રાતઃપ્રભામાં પોતાનો ઘુમટપટ ઉંચક્યો નથી; ત્હેનેજ હે ! પ્રભુ !! મ્હારાં અંતિમ સંગીતથી આચ્છાદિત કરી, મ્હારાં શેષદાન તરીકે ત્હને ( સઃપ્રેમ ) સમર્પણ કરીશ.

શબ્દોએ ત્હેને પ્રેમયાચના કરી છે પણ ત્હેનો પ્રેમ સંપાદન કરવામાં નિષ્ફલ નીવડયા છે. પ્રબોધને પોતાના ઉત્સુક હસ્તો ત્હેના તરફ વૃથા લાંબા કર્યાં છે.

મ્હારાં હૃદય-કેન્દ્રમાં ત્હેને રાખીને હું દેશે દેશ ફર્યો છું, અને ત્હેની આજુબાજુ મ્હારા વિકાસ અને અધઃપતન ઉંચા નીચાં પડયાં છે.

મ્હારા વિચારો અને કાર્યો, મ્હારી નિદ્રા અને સ્વપ્નો ઉપર તેણે આધિપત્ય ભોગવ્યું છે તોપણ તે એકાન્ત અને અલગ રહી છે.

ઘણા માણસોએ મ્હારાં દ્વાર ખખડાવ્યાં અને ત્હેને માટે માગણી કરી પણ નિરાશાથી બહારથીજ પાછા ફર્યા.

વિશ્વમાં એવો કોઇ પણ મનુષ્ય ન હતો કે જેણે ત્હેને દૃષ્ટેદૃષ્ટ જોઇ હોય, (છતાં) પણ તે ત્હારા પ્રતિજ્ઞાનની આશાથી એકાન્તમાં બેસી રહી છે.

—૨૮—

જે વખતે સૂર્ય અસ્ત થાય, જ્યારે પક્ષીઓ પોતાનું ગાન બંધ કરે, અને જ્યારે કલાન્ત વાયુ શ્રમિત થઈ વહન કરતો બંધ થઈ જાય તે વખતે જાણે કે તું પૃથ્વીને નિદ્રાની મચ્છરદાનીથી વીંટી લેતો ન હોય અને રાત્રિના સમયે સંકુચિત થતાં કમલની પાંખડીઓ ગુપ્ત રીતે બહુજ ધીરેથી બંધ ન કરતો હોય ને તેમ ઘન તિમિરના પડદા નીચે મ્હને ઢાંકી દેજે.

જેની ખોરાકી પોતાની યાત્રાના અન્ત પૂર્વે ખુટી ગઇ હોય, જેના વસ્ત્રો ફાટીને અપમાનની ધૂલથી મલિન થઈ ગયાં હોય, અને જેની શક્તિ ક્ષીણ થઈ ગઈ હોય એવા મુસાફરમાંથી શરમ અને દારિદ્રતા દૂર કર; અને ત્હેના જીવનને ઉષાકાલના આકળની માફક અંધકાર રુપ સુધારસ રેડી વિકાસીત કર.

—૨૯—

જો તું 'બોલશે નહિ અને મૌનધારી કંઇ પણ કથા કહેશે નહિ તો હું 'મ્હારૂં હૃદય ત્હારી શાન્તિથી ભરી લઈશ.

હું સ્તબ્ધ થઇ, ધૈર્યથી મસ્તિષ્કને નમાવતી

તારકમય રજનીની માફક શાન્તિથી રાહ જોતો ઉભો ર્‌હીશ.

પ્રભાત જરૂર જરૂર થશે, અંધકાર અવશ્ય નષ્ટ થશે, અને ત્હારી વાણી આકાશદલને ભેદીને સુવર્ણ ધારા વહાવશે.

ત્યારે ત્હારા શબ્દો મ્હારા પ્રત્યેક પક્ષીના ગોઠામાંથી સંગીત રુપી પાંખ લેશે, અને ત્હારાં સંગીતનું તાન મ્હારી વનલતાના પુષ્પોમાં ખીલી નીકળશે.

—૩૦—

**જ્યાં** છાયા પ્રકાશનો શીકાર કરે છે અને વર્ષા વસન્તની જાગૃતિમાં આવે છે ત્યાં રસ્તાની બાજુ ઉપર નજર રાખી થોભવું એજ મ્હારો આનન્દ છે.

વટેમાર્ગુઓ નવીન અગોચર સૃષ્ટિની ખુશ ખબરથી મ્હને વધાવે છે, અને ત્વરાથી ચાલ્યા જાય છે. મ્હારૂં અંતઃકરણ અંદરથી રાજી થાય છે; અને બાજુથી પસાર થતા વાયુનો પ્રાણ સુમન્દ વહે છે.

સ્હવારથી તે સાંજ સૂધી હું અહિં મ્હારાં દ્વાર આગળ બેસી રહું છું; કેમકે હું જાણું છું કે અકસ્માત્ તે શુભ ઘડી આવશે કે જ્યારે હું ત્હારાં દર્શન કરી શકીશ.

તે દરમિયાન ક્ષણે ક્ષણે હું હસું છું અને બેઠાં બેઠાં ગીત ગાઉં છું; એટલામાં વાયુ આશાની સુરભિસહ વહન કરતો આવે છે.

—૩૧—

જ્યારે તું મ્હને ગાવાને માટે આજ્ઞા આપે છે ત્યારે તો મ્હને એવું લાગે છે કે જાણે મ્હારૂં હૃદય ગર્વથી બ્હાર નીકળી પડશે; અને હું અનિમેષ નેત્રે ત્હારા મુખ પ્રતિ જોઇ રહું છું, અને મ્હારી આંખોમાં ઝળઝળીઆં આવી જાય છે.

મ્હારા જીવનમાં જે કંઈ સર્વ કટુ અને કઠિન જણાય છે તે સર્વ એક અમૃતમય ગાનમાં ગળી જાય છે. અને મ્હારી સર્વ સાધના અને આરાધના સમુદ્રને ઓળંગતાં ગતિમાં આવેલાં પક્ષીની માફક પોતાની પાંખો સંપૂર્ણ વિસ્તારે છે.

હું જાણું છું કે તું મ્હારા સંગિતથી સંતુષ્ટ થાય છે, તેમજ હું જાણું છું કે માત્ર એક ગાનાર તરિકેજ હું ત્હારી સમ્મુખ આવી બેસી શકું છું.

મુજ સંગીતની વિસ્તાર પામતી પાંખોની કીનારીની સહાય્યથી જ હું જેને પૂહોંચવાની આશા પણ ન રાખી શકું તેવા ત્હારા પવિત્ર પાદનો સ્પર્શ કરૂં છું.

સુરના સૌન્દર્યમાં લીન થઈ હું પોતાને ભૂલી જાઉં છું, અને તું કે જે મ્હારો પ્રભુ છે ત્હેને બન્ધુ (મિત્ર) કૂહી બોલાવું છું.

—૩૨—

જ્યારે મૃત્યુ ત્હારા દ્વાર પર આવીને બારણાં ખખડાવશે તે દિવસે તું ત્હેને શું ધન આપશે?

અરે! જે દિવસે મરણ મ્હારા દ્વારપર આવશે તે દિવસે હું મ્હારા અતિથિ સમ્મુખ મ્હારૂં જીવન-પાત્ર મધુરસ-રક્તથી ભરી ત્હેની આગળ ધરીશ. હું ત્હેને ખાલી હાથે કદિ પણ જવા દઈશ નહિ.

મ્હારી કેટલીઓ શરદ્ અને વસન્ત રાતનાં, સન્ધ્યા સમય અને પ્રભાતમાં જે રસ મ્હારા જીવનપાત્રમાં વરસે છે, અને કેટલાંઓ ફળફૂલથી મ્હારૂં હૃદય ભર્યું છે અને જેને દુઃખસુખ-જ્યોતિની છાયા-સ્પર્શ થયો છે, તથા આવુંજ બીજું જે કંઈ વધુ સંચિત ધન મ્હારી પાસે છે એ સર્વ જે દિવસે મૃત્યુ મ્હારાં દ્વારપર આવી બારણાં ખખડાવશે તે દિવસે ત્હેને દિનઅન્ત પૂ્હેલાં અર્પણ કરીશ.

—૩૩—

જ્યારે મ્હારૂં જીવન શુષ્ક બની સુકાય જાય ત્યારે તું કરૂણાની વર્ષા વરસાવજે!

જ્યારે જીવનમાંથી સકલ માધુર્ય જતું રહે ત્યારે તું મ્હને ગીતસુધારસ પાજે !

જ્યારે ગુંચવાળા ભરેલું કાર્ય મ્હને બહારના સંબંધોથી ( દૂર કરી ) બંધ કરીને, પોતાની ગર્જના ચોપાસ કરે ત્યારે હે ! સૌમ્યનાથ ! ! ત્હારી શાન્તિ અને વિશ્રાન્તિની સાથે મ્હારા હૃદય-ગૃહમાં મંદ પગલે આવજે !

જ્યારે મ્હારૂં કૃપણ હૃદય, એક ખુણામાં ગોંધાઈ, લંગડાઇને બેસી પડે ત્યારે હે ! ઉદાર રાજન્ ! ! દ્વાર ખોલી નાંખજે, અને રજવાડી ઠાઠમાં અંદર આવજે !

જ્યારે વાસના બુદ્ધિને વિપુલ ધૂલથી અન્ધ બનાવી દે ત્યારે હે ! પવિત્ર ! ! હે ! અનિદ્ર ! ! તું ત્હારી પ્રભા અને ગર્જના સહ આવજે !

—૩૪—

જ્યારે વીર યોદ્ધાઓ પ્રથમ સ્વામી-ગૃહમાંથી બહાર પડ્યા તે દિવસે પોતાનું અસિમ બલ તેઓએ ક્યાં ગુપ્ત રાખ્યું હતું ?

ક્યાં છે ત્હેમનાં બખ્તર અને ક્યાં છે ત્હેમનાં અસ્ત્ર ? જે દિવસે તેઓ સ્વામી-ગૃહમાંથી બહાર આવ્યા તે દિવસે તેઓના ઉપર ચારે તરફથી બાણોનો

વરસાદ વરસાવવામાં આવ્યો. આ વખતે તેઓ ક્ષીણ, દરિદ્ર અને તદ્દન અસહાય્ય હતા.

અને પુનઃ જ્યારે તે વીર સમાજ પોતાના પ્રભુગૃહે પાછી ફરી તે દિવસે પોતાનું વિપુલ બલ તેઓએ કયાં સંતાડયું ?

તેઓનાં ધનુષ્ય, બાણ, અને અસિ કયાં પડી ગયાં ? તેઓના મુખમણ્ડલ ઉપર શાન્તિનું મૃદુ હાસ્ય વિકસી રહ્યું હતું. જે દિવસે પુનઃ તેઓ પોતાના સ્વામી-ગૃહે પાછા ફર્યાં તે દિવસે પોતાનાં આખાં જીવનનાં સર્વ ફલ પાછળ છોડી દીધાં.

—૩૫—

જ્યારે સૃષ્ટિ પ્રથમ દૃષ્ટિમાં આવી અને સકલ તારલાઓ નીલ આકાશોદરમાં સંપૂર્ણપણે ખીલી નિકળ્યા ત્યારે સર્વ દેવતાઓ સુરસભામાં નવીન સૃષ્ટિના અવલોકનાર્થે ટોળાબંધ એકઠા થયા; ત્યારે તેઓએ ગાયું:—" અહાહા ! શો આનન્દ ? આ
" પૂર્ણતાની શી છબિ ? એ શું મન્ત્ર, એ શું છન્દ !
" અરે, આ ગ્રહ, ચન્દ્ર અને રવિ એ પણ શું ? ! "

એવામાં સભામાંથી કોઇક બોલી ઉઠયું;—" આ
" દિવ્ય જ્યોતિની માલામાં એકાદ તારાની કડી
" કોઇક જગ્યાએ તુટી ગઇ છે. " તેઓની વીણાના સુવર્ણ તારો તુટી ગયા અને ગાન એકાએક બન્ધ

થયું. મહા ખેદથી સર્વ બોલી ઉઠયા;–"હા ! હા ! ! "તે ગુમ થયેલો તારોજ સર્વથી શ્રેષ્ઠ હતો; સ્વર્ગની "સર્વ પ્રભામાં તે એક નાક હતું."

તે દિવસથી તે તારાની સતત શોધ જગતમાં થાય છે, તોપણ ત્હેનો કશો પત્તો લાગ્યો નથી. સર્વ કોઇ બોલે છે કે, "સૃષ્ટિમાં જે કંઇ હતું તે "તે તારાની સાથે લુપ્ત થયું છે;" અને કહે છે કે;–"સૃષ્ટિએ પોતાનો સર્વ આનન્દ ત્હેની સાથે "ગુમાવ્યો છે." માત્ર ગંભિર રાત્રિની નિઃશબ્દતામાં સ્તબ્ધ તારલાઓ મંદમંદ હશે છે અને પોતામાં વાતો કરે છે કે;–"આ શોધ સર્વ મિથ્યા છે."

—૩૬—

જ્યારે હજી દિવસનો વખત હતો ત્યારે તેઓ મ્હારા ઘરમાં આવ્યા અને કહ્યું;–"અહિં અમે એક "બાજુના ખુણામાં પડી રહીશું."

વળી તેઓએ કહ્યું;–"દેવ સેવામાં અમે ત્હમને "સહાય્ય કરીશું અને કિંચિન્માત્ર પૂજા-પ્રસાદ "લઇશું."

આમ કહી તેઓએ એક ખુણામાં પોતાની જગ્યા લીધી, અને મલિન દરિદ્ર વેશે શાન્ત થઇ સંકોચાઇને બેઠા.

પણ જ્યાં રાત પડી એટલે તેઓએ મ્હારા

દેવાલયમાં જબરજસ્તીથી પેસી જઈ, મલિન હાથે, પ્રભુની પૂજાનું બલિદાન હરણ કરી લીધું.

—૩૭—

જ્યારે હું ત્હારી સાથે ખેલ કરતો હતો ત્યારે 'તું કોણ છે?' એવો મ્હેં પ્રશ્ન કર્યો ન્હોતો. ત્યારે ભય અને લાજને મ્હેં દૂર મૂકી હતી. મ્હારૂં જીવન અશાન્ત સમુદ્રની માફક ઉછળતું હતું.

કેટલીઓ વખત પ્રાતઃકાલમાં મ્હને તું ખાસ પોતાના મિત્રની માફક બુમ પાડી જગાડતો અને તે દિવસે આપણે સાથે ખીણ અને પર્વતોમાં કેટલું ભમ્યા હતા?

અરે! તે દિવસે જે જે ગાનો તું મ્હારી સમ્મુખ ગાતો ત્હેનો અર્થ જાણવાને મ્હેં ક્યાં પ્રયત્ન કર્યો હતો?! ત્હારાં સંગિતની સાથે મ્હારો પ્રાણ સુર સાંધતો હતો અને મ્હારૂં હૃદય સદા અશાન્ત બની નત્ય કરતું હતું.

આ ખેલને અન્તે 'આજ હું શી છબિ મ્હારી સમક્ષ જોઉં છું? ત્હારા ચરણે પોતાનાં નયનોને ઠારી આકાશ સ્તબ્ધ થઇ ઉભું છે અને શશિ રવિ શાન્ત થઇ એકાન્તમાં ત્હારી સમ્મુખ ઉભાં છે.

—૩૮—

તારલાઓથી જડેલી અને રંગ બેરંગી મણિ

રત્નોથી યુક્તિ પૂર્વક ગોઠવાયલી ત્હારી આ પ્હોંચી અતિ સુંદર છે. ગરુડની પાંખ જેવી વાંકવાળી અને સૂર્યાસ્તની ક્રોધિત રક્ત પ્રભાની સરસાઇ કરતી ત્હારી ચમકતી તરવાર તો વળી મ્હને કંઇ ઓરજ મનોહર લાગે છે.

મૃત્યુના અંતિમ ફટકાથી દુઃખની મહાવેદનામાં જીવનના છેલ્લા તડફડાટની માફક તે ધ્રૂજે છે; અને જગતના સર્વ મોહને એક પ્રચંડ જવાલાથી બાળી મૂકનાર એક શુદ્ધ જ્યોતિની માફક તે ચમકે છે.

અલબત, તારક–રત્નોથી જડિત ત્હારી પહોંચી અતિ સુંદર છે, પણ હે! વજ્રપાણિ! ત્હારી તરવાર કોઈ અપૂર્વ શોભાથી બનેલી છે.

—૩૯—

તું એક રીતે આકાશ છે તેમ એક રીતે માળો છે.

હે! રસજ્ઞ!! તે માળામાં પણ ત્હારો પ્રેમજ છે કે જે ન્હાના પ્રકારના વર્ણથી, ગન્ધથી અને ગીતથી તે મુગ્ધ પ્રાણનું સર્વ પ્રકારે વેષ્ટન કરે છે.

માધુર્યની માલા કણ્ઠે અર્પણ કરવાને માટે જૂઓ! પોતાના જમણા હાથની સુવર્ણ છાબમાં ત્હેને મૂકી ઉષાદેવી પૃથ્વીને રાજ્યાભિષેક કરવા મંદ મંદ પગલે આવે છે.

વળી સંધ્યા ધેનુશુન્ય એકાન્ત ક્ષેત્રોમાંથી, ચિહ્નહીન માર્ગે થઈ, વિશ્રાન્તિના પશ્ચિમ સમુદ્રમાંથી શાન્તિના શીતલ જલથી પોતાનો સુવર્ણ ઘડો ભરી નમ્ર મુખે ચાલી આવે છે.

જ્યાં અનન્ત આકાશોદર આત્માના ઉડ્ડયનને માટે પોતાની પાંખો વિસ્તારે છે ત્યાં સ્વચ્છ શ્વેત દીપ્તિ સામ્રાજ્ય ભોગવે છે. ત્યાં દિવસ નથી તેમજ રાત્રિ પણ નથી, ત્યાં મનુષ્ય નથી તેમજ પ્રાણી નથી, ત્યાં રુપ નથી તેમજ રઙ્ગ નથી, અને એક શબ્દનો ઝાંખો ઉચ્ચાર સરખો પણ સંભળાતો નથી.

—૪૦—

તેથીજ ત્હારો આટલો બધો આનન્દ મ્હારા પર છે. અને તેથીજ તું નીચે મ્હારી પાસે આવ્યો છે. હે ! ત્રિભુવનેશ્વર ! ! જો હું ન હોત તો ત્હારો પ્રેમ ક્યાં રહેત ?

ત્હેં મ્હને ત્હારા દ્રવ્યની અનુસંગી બનાવી છે. અહા ! મ્હારૂં હૃદય ત્હારા આનંદને રમવાનું વિશાળ ક્ષેત્ર છે. મ્હારાં જીવનમાં ત્હારી તરઙ્ગી ઇચ્છા ચિત્રવિચિત્ર રુપ ધારણ કરે છે.

અને તેથીજ તું; કે જે રાજાઓનો રાજા છે તે, મ્હારા હૃદયને તાબે કરવાને, સૌન્દર્યથી સજ્જ થયો છે. અને આથીજ ત્હારો પ્રેમ ત્હારા પ્રેમપા-

ત્રમાં ગળી જાય છે, અને ત્યાં ઉભયના અભિન્ન ઐક્યમાં ત્હારૂં યથાર્થ દર્શન થાય છે.

—૪૧—

તે મ્હારી પાસે આવીને બેઠો છે તો પણ હું જાગી નહિ. હે! હતભાગિની!! તે કેવી શ્રાપપાત્ર નિદ્રા હતી!!

જ્યારે રાત્રિ શાન્ત હતી ત્યારે તે આવ્યો; પોતાની વીણા ત્હેના હાથમાં હતી, અને મ્હારા સ્વપ્નો ત્હેના ગંભિર ગાનમાં પ્રતિધ્વનિરુપ થઈ ગયાં.

જાગીને જોયું તો દક્ષિણાનિલે મ્હને પાગલ કરી હતી અને ત્હારા સૌન્દર્યે મ્હારા યુગલ નયનો પર અન્ધકાર ઢાંકી દીધો હતો.

અફસોસ! શા માટે મ્હારી સકલ રાત્રિઓ મ્હેં આમ વૃથા ગુમાવી? અરેરે! જેનો શ્વાસોશ્વાસ મ્હને નિદ્રામાં સ્પર્શ કરે છે ત્હેનું દર્શન હું કેમ ચુકું?

—૪૨—

ત્હારા ઉપર સંપૂર્ણ શ્રદ્ધા મૂકી, વ્યથિત રાત્રિમાં, મ્હને શાન્તિથી નિદ્રાને અધીન થવા દે; અને મ્હારા શિથિલ આત્માને, ત્હારી પૂજા માટેની દીન તૈયારીને માટે બલ અને ભયથી, આગ્રહ કરાવ નહિ.

દિવસની શ્રમિત થયેલી ચક્ષુઓ ઉપર આનંદની નવીન જાગૃતિમાં તેઓને વિશેષ સતેજ કરવાને માટે રાત્રિનો પડદો જે ઢાંકે છે તે તું છે.

—૪૩—

ત્હારા હૃદયમાં હજી ગ્લાનિ છે અને ત્હારી આંખોમાં હજી ઘેન છે.

કંટકના રાજ્યમાં પુષ્પ પુર ભપકાથી રાજ્ય કરે છે ત્હેની શું ત્હને ખબર નથી? હે, જાગૃત! હવે જાગ! વૃથા કાળક્ષેપ કર નહિ.

દુર્ઘટ માર્ગના છેડા ઉપર, અગમ વિજન દેશમાં, મ્હારો બન્ધુ એકલો બેસી રહ્યો છે ત્હેને છેતર નહિ! હે જાગૃત! હવે જાગ!! વૃથા કાળક્ષેપ કર નહિ.

જો શુષ્ક આકાશ મધ્યાન્હસૂર્યના પ્રબળ તાપથી કાંપે—જો ગરમ રેતી તૃષાથી દગ્ધે અને ચારે દિશાને ઢાંકી દે તો તેથી શું થયું?—

શું ત્હારી હૃદય-ગુહામાં આનન્દ નથી? ત્હારાં દરેક પગલાંની સાથે રસ્તા ઉપરની વીણા દુઃખના મધુ સંગીતમાં શું ખીલી ન નિકળશે? હે, જાગૃત! હવે જાગ! વૃથા કાળક્ષેપ કર નહિ.

—૪૪—

ત્હારી સૂર્યરશ્મિ આ મ્હારી ભૂમિ ઉપર પોતાના હાથો ખુલ્લા રાખી મ્હારાં અશ્રુઓ, નિઃશ્વાસ અને ગીતોમાંથી મેઘ રચી ત્હારા ચરણ આગળ લઈ જવાને, આખો દિવસ ઉભી રૂહે છે.

તે કાલામેઘના પવિત્ર વસ્રને, નવીન નવીન રુપો અને વર્ણોમાં ફેરવી, ચિત્ર વિચિત્ર રંગોથી રંગી, ત્હારા તારકમય અઙ્ગની ફરતે, તું ઘણાજ આનન્દથી વીંટી લે છે.

હે ! નિરઞ્જન !! તેં એટલું બધું હલકું અને કોમલ, ચપલ અને શ્યામ તથા કાલું છે તેથી જ તું ત્હેને પસંદ કરે છે; અને આથી જ તે ત્હારી દિવ્ય શ્વેત કાન્તિને પોતાની સકરુણ છાયાથી ઢાંકે છે.

—૪૫—

ત્હેં મ્હને અશેષ (અનન્ત) બનાવ્યો છે, અહા !! પ્રભુ !! એવીજ ત્હારી લીલા છે. આ અલ્પકાલી પાત્રને તું વારંવાર ખાલી કરે છે, અને નવીન નવીન જીવનથી ત્હેને પાછું ભરે છે.

આ નાનકડી બરૂની બંસીને ગિરિ અને નદીને તીરે લઇને તું ફર્યો છે, અને તેમાંથી ત્હેં ફરીફરીને તદ્દન નવીન રાગો ફૂહાડયા છે.

તુજ હસ્તના અમૃતસ્પર્શથી મ્હારૂં કોમલ અને નાનકડું ખાલી હૃદય આનંદમાં સ્વસીમા ભૂલી જાય છે, અને વાણી ઉલટથી ઉભરાઈ જતી હોય એમ જણાય છે.

મ્હને તો ફક્ત બેજ હાથો છે, અને તું તો દિનરાત અપૂર્વ દાન આપ્યા જ કરે છે. યુગોના યુગો વહી ગયાં છે, અને હજી પણ તું આપ્યેજ જાય છે તો હું એ સર્વે કેમ કરીને લઈ શકું ?

—૪૬—

ત્હેં મ્હને એવા એવા મિત્રો સાથે ઓળખાણ કરાવી છે કે જેને હું જાણતો ન્હોતો. ત્હેં મ્હને એવા ઘરમાં જગ્યા આપી છે કે જે મ્હારૂં પોતાનું નથી.ત્હેં દૂરને નિકટ આણ્યું છે, અને અજાણ્યાને બન્ધુ બનાવ્યો છે.

જ્યારે મ્હારા પરિચિત વાસને મ્હારે છોડવું પડે છે ત્યારે મ્હારૂં હૃદય દ્રવે છે, હું ભૂલી જાઉં છું કે નૂતનમાં પુરાતન રહ્યું છે અને એ સર્વમાં ત્હારો વાસ છે. હે, બન્ધુ ! ત્હેં દૂરને નિકટ આણ્યું છે અને પારકાને ભાઈ કર્યો છે.

આ સૃષ્ટિમાં અગર કોઈક બીજીમાં, જન્મ અને મરણમાંથી જ્યાં જ્યાં તું મ્હને દોરી લઇ જાય છે ત્યાં તું તેજ મ્હારા અનંત જીવનનો કેવલ એક

સહાનુધ્યાયી છે કે જે અપરિચિતજનોની સાથે મ્હારા હ્રુદયને આનન્દની સાંકળથી જોડે છે.

જ્યારે ત્હારી યથાર્થ ઓળખાણ થાય છે ત્યારે કોઇ પર નથી અને કોઇ દ્વાર બંધ નથી. અહા! હું અનેકની રમતમાં રહેલા એકના સ્પર્શનો આનન્દ ન ગુમાવું એ મ્હારી પ્રાર્થના માન્ય કર! હે, બન્ધુ! ત્હેં દૂરને નિકટ આણ્યું છે અને પારકાને ભાઈ કર્યો છે.

—૪૭—

ત્હેને માટે મિથ્યા રાહ જોતાં રાત્રિ લગભગ પુરી થવા આવી છે. મ્હને ભય રહે છે કે, પ્રભાતમાં જ્યારે હું વ્યથિત થઇ નિદ્રામાં હઈશ ત્યારે તે અકસ્માત્ વનચ્છાયાથી ઘેરાયલાં મ્હારા દ્વારે આવશે. હે! મિત્રો!! ત્હેને માટે રસ્તો ખુલ્લો કરો—ત્હેને મના કરો નહિ!

જો ત્હેના ચરણધ્વનિથી હું જાગૃત ન થાઉં તો મ્હારા સપથ છે કે મ્હને મ્હારી ઘોર નિદ્રામાંથી જાગૃત કરવા કોઈ પ્રયત્ન કરતા નહિ.

પક્ષીઓના કોલાહલયુક્ત કિલકીલાટથી, અને પ્રાતઃપ્રભાના ઉત્સવ વખતના વાયુના તોફાનથી તથા બકુલ ફૂલની આકુલ સુવાસથી હું મ્હારી ઉંઘમાંથી જાગું એવી મ્હારી ઇચ્છા નથી. જો કદાચિત્ મ્હારો

સ્વામી એકાએક મ્હારે દ્વારે આવે તોપણ મ્હને નિશ્ચિંત થઇ સુવા દેજો.

મ્હારી નિદ્રા જતી ર્‌હેવાને માટે માત્ર ત્હેના સ્પર્શની રાહ જૂવે છે. નિદ્રાના અંધકારમાંથી એક સ્વપ્નની માફક બ્હાર નીકળી, જ્યારે તે મ્હારી સન્મુખ ઉભો ર્‌હે છે ત્યારે અહા ! મ્હારી મીંચાયલી આંખો ફક્ત ત્હેના સ્મિત પ્રકાશથી પોતાના પોપચાં ઉઘાડે છે.

સર્વ સ્વરુપ અને પ્રકાશમાં માત્ર ત્હેનેજ મ્હારી દૃષ્ટિ સન્મુખ પ્રથમ આવવા દે. મ્હારા જાગૃત થયેલા અંતરાત્માને આનંદનો પ્રથમ સિત્કાર ત્હારી અમી–દૃષ્ટિથી મળવા દે; અને મ્હારી સ્વજાગૃતિ એજ ત્હેનું તાત્કાલિક પ્રતિદાન થાઓ.

—૪૮—

દિવસનો પ્રકાશ હવે જતો ર્‌હેવા આવ્યો છે, અને પૃથ્વીતલ ઉપર કાળી મચ્છરદાની ઢાંકી દેવામાં આવી છે. આ વખતે ઘાટમાં પાણી ભરવા જવાનો સમય થયો છે.

જલધારા પોતાના દ્રવિત કલરવથી સન્ધ્યાગગનને આકુલ કરે છે. હા ! એજ ધ્વનિ મ્હને માર્ગપર આવવા સુચવે છે. સરિતા તીરેથી પાણી ભરી લાવવાનો સમય થયો છે.

તે વિજન માર્ગપર કોઇ મનુષ્યસાદ સંભળાતો નથી. દક્ષિણ પવન જોરથી ફુંકે છે અને પ્રેમ નદીમાં ન્હાના ન્હાના તરંગો ઉઠે છે.

હું ફરી આવીશ કે નહિ તે હું જાણતી ન હતી. આજે મ્હને કોના દર્શન થશે ત્હેની પણ મ્હને કશી ખબર હતી નહિ. પુરજા આગળ દૂર નાવમાં બેસીને માત્ર કોઈક અપરિચિત મનુષ્ય પોતાની વીણા વગાડતો હતો. આ વખતે ઘાટમાં પાણી ભરવા જવાનો સમય થયો છે.

—૪૯—

નાવમાં, માત્ર હું અને તું, બેસી ફરવા જવાની, અને વિશ્વનો કોઇ પણ મનુષ્ય આપણા આ, ન કોઇ દેશ અગર અન્તવાળા, તીર્થાટનની વાત ન જાણે એવી સ્હવારના પહોરમાં આપણે વાતચીત થઈ હતી.

તે અતટ સાગરમાં, ત્હારા મૃદુ શ્રવણથી ઉદિત થતા મંદ હાસ્યને જોઇ, મ્હારાં ગીતનો સંગીતધ્વનિ, વિશ્વના સર્વ બંધનોથી મુક્ત થઈ, સમુદ્રના મોજાંઓની માફક સ્વચ્છંદે ઉછળે છે.

શું હજી સમય નથી થયો? શું હજી કોઇ કાર્યો કરવાનાં બાકી છે? જો! જો!! સમુદ્રતીરે સન્ધ્યાસમય થઇ ગયો છે, અને ઝાંખા થતા પ્રકાશમાં સમુદ્રપક્ષીઓ પોતાના માળા તરફ ઉડતાં આવે છે.

કોને ખબર છે કે, ક્યારે લંગર ઉચકાશે? અને સૂર્યાસ્તના ઝાંખા પ્રકાશની માફક તે નાવ રાત્રિના ગર્ભમાં ક્યારે શમી જશે?

—૫૦—

પ્રકાશ! અરેરે!! ક્યાં છે પ્રકાશ?! ત્હેને વિરહાનલથી પ્રજ્વલિત કર! પ્રજ્વલિત કર!!

દીપક તો છે પણ ત્હેને પ્રકાશ માટે દિવેટ નથી. અરે! મ્હારાં હૃદય!! શું ત્હારાં ભાગ્યમાં આવુંજ લખ્યું છે?! અરેરે!!! એના કરતાં તો ત્હારે માટે મરણ વિશેષ સારૂં છે! ત્હેને વિરહા-નલથી સતેજ કરો!

વેદના દ્વાર ઠોકે છે, અને ત્હેનો સંદેશ છે કે;–"અરે! ત્હારો પ્રાણ, ત્હારો ભગવાન્! જાગૃત "છે; અને તે ત્હેને અંધારી રાત્રે પ્રેમાભિસાર માટે "બોલાવે છે; દુઃખ દઈને પણ ત્હારૂં માન રાખ્યું "છે, અરે! ત્હારે માટે ત્હારો ભગવાન્ જાગે છે."

આકાશોદર વાદળથી ઘેરાય ગયું છે, અને વર-સાદ સખત પડે છે. હું જાણતી નથી કે અંદરથી એ કોણ પ્રેરણા કરે છે? હું ત્હેનો ભાવ સ્હમજી શકતી નથી!

માત્ર એક ક્ષણિક વીજળીનો પ્રકાશ પણ મ્હારી દૃષ્ટિને દુઃખમય બનાવે છે; અને મ્હારૂં હૃદય જ્યાં

રજનિસંગીત મ્હને બોલાવે છે ત્યાં જવાના માર્ગને માટે ફાંફાં મારે છે.

પ્રકાશ ! અરેરે ! ! પ્રકાશ ! ! તે કયાં છે ? ! ! ત્હેને વિરહાનલથી પ્રજ્વલિત કર ! !

મેઘ ગર્જન કરી બોલાવે છે અને વાયુ સુસવાટ કરતો ફૂત્કારે હાક દે છે. રાત્રિ કાળા કીટ જેવી અન્ધારી છે. હવે સમયને અંધારે જવા દે નહિ. સ્નેહ-દીપને ત્હારા પ્રાણથી પ્રજ્વલિત કર !

—૫૧—

પ્રભા, મ્હારી પ્રભા ! વિશ્વવ્યાપીપ્રભા, નયન-ઉત્તેજકપ્રભા ! મનહરપ્રભા ! !

અહા ! પ્રભા નાચે છે, પ્રિયા ! હૃદય-કેન્દ્રમાં. હે ! પ્રિયે ! ! મ્હારી પ્રેમ-વીણાના તારો પ્રભા છેડે છે. આકાશ સ્વચ્છ થાય છે, વાયુ અંધ બની દોડે છે અને સકલ ભૂમિમાં હાસ્યરસ પ્રસરી જાય છે. પ્રભા, મ્હારી પ્રભા ! વિશ્વવ્યાપી પ્રભા !

પતંગીયાં જ્યોતિરુદધિ ઉપર પોતાના સઢ ખોલે છે; અને જ્યોતિરુર્મિઓના શીખર ઉપર માલતી મલ્લિકા નાચે છે.

હે ! પ્રિયે ! ! મેઘે મેઘે જ્યોતિને સુવર્ણમાં છિન્નભિન્ન કરી નાંખી છે; અને તે પુષ્કળ રત્નો વેરે છે.

પત્રે પત્રે ઉલ્લાસ છવાય રહ્યો છે, મમ પ્રિયે! અને આનન્દ અપરિમિત છે.

સુરનદીએ પોતાના કીનારા રેલમછેલ કરી દીધા છે, અને આનન્દનું પુર બહાર વહે જાય છે. પ્રભા, મ્હારી પ્રભા! વિશ્વવ્યાપી પ્રભા!

—પર—

બંધનો દુઃસાધ્ય છે, પણ મ્હારૂં હૃદય જ્યારે હું ત્હેમને તોડવા પ્રયત્ન કરૂં છું ત્યારે દ્રવે છે. હું જે માગું છું તે માત્ર મુક્તિ છે, પણ ત્હેની આશા રાખતાં હું શરમાઉં છું.

હું જાણું છું અને મ્હારી ખાત્રી છે કે, ત્હારી પાસે અખુટ ભણ્ડાર છે, અને તેમ છતાં તું મ્હારો સર્વથી શ્રેષ્ઠ મિત્ર છે છતાં પણ ખોટા કસબને મ્હારા ઓરડામાંથી ઝાડી ક્‌હાડવાની મ્હારી હીંમત નથી.

જે પ્રેતવસ્ત્ર મ્હને આચ્છાદિત કરે છે તે ધૂલ અને મરણનું બનેલું છે; હું ત્હેની ઘૃણા કરૂં છું તોપણ ત્હેને પ્રેમથી ભેટુ છું.

મ્હારૂં કરજ ઘણું છે, મ્હારી નિષ્ફલતા મ્હોટી છે, અને મ્હારી લજ્જા ગુપ્ત પણ ભારી છે; પણ જ્યારે હું મ્હારા કલ્યાણને માટે ત્હેને નિવેદન કરવા આવું

છું ત્યારે હું ભયથી મનમાં ધ્રૂજું છું કે, મ્હારી પ્રાર્થના માન્ય થશે કે નહિ ?

—૫૩—

મ્હને બહુ બહુ વાસનાઓ છે, પણ તે સર્વની પૂર્ણતાથી વઞ્ચિત રાખી તું મ્હને બચાવે છે. એ ત્હારી કઠોર કૃપા મ્હેં જીવનભર સઞ્ચિત કરી છે.

અતિ ઇચ્છાના સંકટોમાંથી બચાવીને દિન-પ્રતિદિન તું મ્હને સરલ પણ મહાન્ દાન—આ આકાશ અને તેજ, આ તન, મન અને જીવન—કે જે તું મ્હને વણ માગ્યે આપ્યો જાય છે ત્હેને યોગ્ય બનાવે છે.

એવા તો કેટલાઓ બનાવ બન્યા છે કે જ્યારે હું ઢીલો પડી જઇ પાછો પડું છું, અને કેટલીક વખત હું જાગું છું અને મ્હારા લક્ષ્યબિંદુની શોધમાં ત્વરાથી ચાલું છું; પણ તું નિષ્ઠુર તે મ્હારી સન્મુખ હોવા છતાં સંતાઇ જાય છે.

અર્ધદગ્ધ ઇચ્છાઓના ભયથી મ્હને વારંવાર અવગણનાઓ કરી બચાવીને તું દિનપ્રતિદિન ત્હારા સંપૂર્ણ મિલન (સાક્ષાત્કાર) ને માટે મ્હને યોગ્ય બનાવે છે.

—૫૪—

મ્હને સમજ પડતી નથી કે તું કેવી રીતે ગાય છે. હું તો—કેવલ તે સંગીત સાંભળીને જ અજાયબ થાઉં છું,

ત્હારા સંગીતની પ્રભા સકલ ભુવનને પ્રકાશિત કરી દે છે. ત્હારા દિવ્ય સંગીતનો જીવન-પ્રાણ આકાશે આકાશે ફરી વળ્યો છે. ત્હારા સંગીતનું પુનિત ઝરણ પાષાણના જેવા આવરણને તોડીને આગળ જોર કરી પોતાનું વહન કરે છે.

મ્હારૂં અંતઃકરણ ત્હારી સાથે સંગિતમાં જોડાવાને માટે અતિશય ઉત્સુક થઈ રહ્યું છે, પણ કણ્ઠ તેને માટે વૃથા પ્રયત્ન કરે છે.

હું બોલું પણ ઉચ્ચાર સંગીતમાં ઉતરતો નથી, અને હું નિરાશાથી ગભરાટમાં રહું છું. અહા ! ! ત્હેં મ્હારાં હૃદયને ત્હારા સંગીતના અનન્ત ધ્વનિમાં મુગ્ધ બનાવ્યું છે.

—૫૫—

મ્હારા પ્રાણપ્રભુ ! આ ઉભરાય જતા જીવન—પ્યાલામાંથી ત્હમારે કયા દિવ્ય અમૃત રસનું પાન કરવું છે ? !

હે, મમ કવિ ! ત્હારી વિશ્વ—છબિને મ્હારાં નયનથી જોવું અને ત્હારા પોતાનાજ અન્નત સંગી-

તને ગુપ્ત રીતે સાંભળવાને માટે મ્હારા કર્ણદ્વાર આગળ શાન્તિથી ઉભું રહેવું એજ ત્હારો આનન્દ છે. હે, મ્હારા પ્રાણ-પ્રભુ !.........કરવું છે ? !

ત્હારી સૃષ્ટિ મ્હારા ચિત્તમાં શબ્દો રચે છે, અને ત્હારો પ્રેમ ત્હેમાં સંગિત ધ્વનિ પુરે છે. તું ત્હારો પ્રેમ મ્હને સમર્પણ કરે છે અને ત્હારા પોતાનાજ સંપૂર્ણ માધુર્યને મ્હારી અંદર અનુભવે છે. હે, મ્હારા પ્રાણ-પ્રભુ ! આ ઉભરાય જતા........ કરવું છે ? !

—૫૬—

મ્હારા મિલનને માટે, મ્હને ખબર નથી કે, તું કેટલા કાલથી હજી સૂધી મ્હારી પાસે આવે છે ? સૂર્ય અને ચન્દ્ર કદિ પણ ત્હને મ્હારી દૃષ્ટિથી દૂર ઢાંકી રાખી શકે એમ નથી એતો નિઃસંદેહ !

કેટલીએ વખત સ્હવારે અને સાંજે ત્હારો પાદરવ સંભળાયો છે, અને ત્હારા સંદેશાહરે મ્હારા હૃદયમાં આવીને ગુપ્ત રીતે સંદેશો કહ્યો છે.

અરે ! આજે મ્હારૂં જીવન કેમ ચઞ્ચલ બન્યું છે, અને અપૂર્વ આનંદનો સિત્કાર કેમ આજે મ્હારા હૃદયમાંથી પસાર થઈ જાય છે ? ત્હેની મ્હને ખબર નથી.

મ્હને લાગે છે કે, હવે મ્હારૂં સર્વ કાર્ય આ-

ટોપી લેવાનો આ સમય આજ આવ્યો છે, અને હે, મહારાજ! ત્હારાં આનંદદાયી દર્શનની ઝાંખી સુરભિ હું હવામાં અનુભવું છું.

—૫૭—

મ્હારાં જીવનમાં સદાકાલ મ્હેં ત્હને મ્હારાં સંગીતોથી આકુળ મને શોધી છે. મ્હારાં સંગીતોએ મ્હને ઘરે ઘરે અને દ્વારે દ્વારે ફેરવ્યો છે, અને આ ભુવનમાં તેઓની સાથે મ્હને ત્હારો અનુભવ થયો છે.

જે જે શિક્ષાઓ મ્હેં ગ્રહણ કરી છે તે બધી મ્હારાં ગીતોએજ મ્હને શીખવી છે, અને ગુપ્ત દૂર્ઘટ માર્ગો પણ તેણેજ બતાવ્યા છે, અને હૃદય ગગનમાં અનેક દિવ્ય તારાનું તાદૃશ્ય પણ તેણેજ ખડું કર્યું છે.

તેઓ મ્હને વિચિત્ર સુખ દુઃખના દેશોમાં ત્યાંનું રહસ્ય બતાવવાને લઈ ગયાં અને આ સન્ધ્યા સમયે કયા મહાપ્રાસાદદ્વાર આગળ તેઓએ મ્હને લાવી મૂક્યો છે?

—૫૮—

મ્હારાં શેષ ગાનમાં સર્વ રાગ રાગિણી પુરી, મ્હારા સર્વ પ્રકારના આનન્દને ત્હેમાં સુર પુરવા દેઃ—

આનન્દથી પૃથ્વી હસે છે અને તરુ, લતા તથા

તને ગુપ્ત રીતે સાંભળવાને માટે મ્હારા કર્ણદ્વાર આગળ શાન્તિથી ઉભું રહેવું એજ ત્હારો આનન્દ છે. હે, મ્હારા પ્રાણ-પ્રભુ !........કરવું છે ? !

ત્હારી સૃષ્ટિ મ્હારા ચિત્તમાં શબ્દો રચે છે, અને ત્હારો પ્રેમ ત્હેમાં સંગિત ધ્વનિ પુરે છે. તું ત્હારો પ્રેમ મ્હને સમર્પણ કરે છે અને ત્હારા પોતાનાજ સંપૂર્ણ માધુર્યને મ્હારી અંદર અનુભવે છે. હે, મ્હારા પ્રાણ-પ્રભુ ! આ ઉભરાય જતા........ કરવું છે ? !

—૫૬—

મ્હારા મિલનને માટે, મ્હને ખબર નથી કે, તું કેટલા કાલથી હજી સૂધી મ્હારી પાસે આવે છે ? સૂર્ય અને ચન્દ્ર કદિ પણ ત્હને મ્હારી દૃષ્ટિથી દૂર ઢાંકી રાખી શકે એમ નથી એતો નિઃસંદેહ !

કેટલીએ વખત સ્હવારે અને સાંજે ત્હારો પાદરવ સંભળાયો છે, અને ત્હારા સંદેશાહરે મ્હારા હૃદયમાં આવીને ગુપ્ત રીતે સંદેશો કહ્યો છે.

અરે ! આજે મ્હારૂં જીવન કેમ ચઞ્ચલ બન્યું છે, અને અપૂર્વ આનંદનો સિત્કાર કેમ આજે મ્હારા હૃદયમાંથી પસાર થઈ જાય છે ? ત્હેની મ્હને ખબર નથી.

મ્હને લાગે છે કે, હવે મ્હારૂં સર્વ કાર્ય આ-

નવીન સુર કહાડીને સંગીત વગાડવાને માટે, સાદુ અને સરલ થવા દે.

—૬૦—

મ્હારી પાસે તું ફક્ત મ્હારો થોડોજ ભાગ બાકી રહેવા દે એટલે હું તેટલાનેજ મ્હારો પ્રભુ માની લઇશ.

મ્હારી પાસે તું મ્હારી ઇચ્છાનો માત્ર તેટલો ભાગજ બાકી રહેવા દે કે જેટલાથી હું ત્હને સર્વ દિશામાં અનુભવી શકું, અને પ્રતિપળે હુ ત્હને મ્હારો પ્રેમ સમર્પણ કરી શકું.

કેવલ મ્હારો થોડોજ ભાગ તું મ્હારી પાસે બાકી રહેવા દે કે જેટલાથી હું ત્હને કદિ ઢાંકી જ શકું નહિ.

મ્હારી પાસે તું મ્હારાં સંસારના સર્વ બંધનોમાંથી માત્ર તેટલાંજ બંધનો રહેવા દે કે જેટલાથી, હું ત્હારી ઇચ્છા સાથે બંધાયને રહું, અને ત્હારો હેતુ મ્હારા જીવનમાં સફલ થાય—તેજ ત્હારા પ્રેમનું બંધન છે.

—૬૧—

મ્હારી યાત્રા અનેક કાલની છે, અને માર્ગ પણ ઘણોજ લાંબો છે.

ઘાસ અધીર બને છે; જે આનન્દ બે જોડીઆ ભાઇઓ—જીવન અને મરણને પૃથ્વીના વિશાલ ક્ષેત્ર ઉપર નૃત્ય કરાવે છે; જે આનન્દ તોફાન સાથે ગુપ્ત વેશે આવીને અટ્ટહાસ્ય કરી પ્રાણને ઘૂમાવી જાગૃત કરે છે; જે આનન્દ પોતાનાં અશ્રુઓ સહ વિકસિત રક્ત દુઃખ વ્યથાના કમલ ઉપર શાન્તિથી બેસી રહે છે; અને જે આનન્દ એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યા વગર પોતાની પાસેનું સર્વ ધૂલિમાં ફેંકી દે છે—તે સર્વ આનન્દ તેમાં સુર પૂરે છે.

—૫૯—

મ્હારાં સંગિતે સકલ શણગારો દૂર કર્યા છે; અને ત્હેને સ્વસાજને માટે કિંચિન્માત્ર પણ અહંકાર નથી.

અલઙ્કારો આપણા મિલન—રસઐક્યમાં વિક્ષેપ નાંખશે; તેઓ ત્હારા અને મ્હારા સમ્બન્ધમાં વચ્ચે આડે આવશે. ત્હારી ગોષ્ઠિને તેઓ પોતાના ઝઙ્કારથી ઢાંકી દેશે.

ત્હારી પાસે મ્હારો કવિ તરિકેનો ગર્વ નાશ પામે છે. હે ! મહાકવિ ! ! હું તો ત્હારા ચરણમાં બેસી પડ્યો છું.

કેવલ હવે તો મ્હને તું મ્હારૂં જીવન, એક બરૂની બંસીની માફક, ત્હારે સકલ છિદ્રમાંથી નવીન

આ માટીના ખાલી ઘડામાં તું વારંવાર વિવિધ વર્ણગન્ધમય અમૃત મ્હારા નવા નવા ઘુટકાને માટે ભરે છે. ત્હારી દિવ્યદીપજ્યોતિશિખની સહાય્યથી મ્હારો સમસ્ત સંસાર પોતાના હજારો દીપક સચેત કરશે અને ત્હારા મંદિરમાંની યજ્ઞવેદી આગળ એ બધા દીપકો ધરાવશે.

ના! હું કદિ પણ મ્હારાં ઇન્દ્રિય-દ્વારો બંધ કરીશ નહિ! દૃષ્ટિ, સ્પર્શ અને શ્રવણ વડે જે કંઇ આનન્દ પ્રાપ્ત થાય છે તે સર્વ ત્હારા અનન્ત આનન્દમાં લીન થઇ જશે.

હા! મ્હારો સર્વ મોહ મુક્તિરુપી જ્વાલામાં પ્રકાશી નીકળશે અને મ્હારો પ્રેમ ભક્તિના રુપમાં પરિપક્વ થશે.

—૬૩—

મ્હારે મ્હારાં જીવનને ઉન્નત બનાવવું જોઇએ; અને ત્હેને ત્હારા દિવ્ય પ્રકાશ ઉપર રંગીન છાયા ફેલાવતાં સર્વ બાજુ ફેરવવું જોઇએ. હું મ્હારી જાતને મહાન્ ગણું છું; એજ તો મ્હારી માયા છે.

તું ત્હારી જાતેજ પોતાને દૂર રાખે છે, અને પછી ન્હાના મધુર સ્વરે સંગીતધ્વનિ કરે છે. તેથીજ આ ત્હારા સ્વભેદે-વિરહે મ્હારૂં શરીર ધારણ કર્યું છે.

પ્રકાશના પ્રથમ કિરણની સાથે હું રથમાં બ્હાર આવ્યો, અને (મ્હેં) મ્હારી મુસાફરી ગ્રહ અને તારલાઓની ભૂમિને છોડી લોક લોકાન્તરના અરણ્યો અને પર્વતોમાંથી થઈને કરી છે.

ઘણામાં ઘણો દૂરનો રસ્તોજ ત્હારી નજદિકમાં નજદિક આવે છે; અને તેજ સાધના અતિશય કઠિન છે કે જે ઘણી સ્હેલાઈથી સુર ક્‌હાડતાં શીખવે છે.

પ્રત્યેક મુસાફરને પોતાના દ્વાર આગળ પ્‌હોંચવાને માટે પારકાના દરેક દ્વારને ઠોકવું પડે છે; અને અન્તે સ્વદેશના આંતર અધિષ્ઠાતાને પ્‌હોંચવાને માટે ત્હેને બાહ્યાત સકલ ભુવનમાં થઈને ફરવું પડે છે.

મ્હેં મ્હારી આંખો બંધ કરી અને કહ્યું કે;— "આ રહ્યો તું!" તે પ્‌હેલાં તો તે ચક્ષુઓએ દૂર અને નજદિક નજર ફેરવી લીધી હતી.

"અહાહા! ક્યાં?!" એવો પક્ષ અને રુદન હજારો ઝરણો જેટલાં અશ્રુઓમાં વહે છે; અને "હું છું! હું છું!!" એવી પ્રતીતિની ભરતી વિશ્વને રેલથી ડુબાવી દે છે.

—૬૨—

મ્હારે માટે વૈરાગ્યમાં મુક્તિ નથી. મહા આનન્દના અસંખ્ય બંધનોમાં હું મુક્તિનો રસાસ્વાદ અનુભવું છું.

આ માટીના ખાલી ઘડામાં તું વારંવાર વિ-વિધ વર્ણગન્ધમય અમૃત મ્હારા નવા નવા ઘુટ-કાને માટે ભરે છે. ત્હારી દિવ્યદીપજ્યોતિશિખની સહાય્યથી મ્હારો સમસ્ત સંસાર પોતાના હજારો દીપક સચેત કરશે અને ત્હારા મંદિરમાંની યજ્ઞવેદી આગળ એ બધા દીપકો ધરાવશે.

ના ! હું કદિ પણ મ્હારાં ઇન્દ્રિય-દ્વારો બંધ કરીશ નહિ ! દૃષ્ટિ, સ્પર્શ અને શ્રવણ વડે જે કંઇ આનન્દ પ્રાપ્ત થાય છે તે સર્વ ત્હારા અનન્ત આ-નન્દમાં લીન થઇ જશે.

હા ! મ્હારો સર્વ મોહ મુક્તિરુપી જ્વાલામાં પ્રકાશી નીકળશે અને મ્હારો પ્રેમ ભક્તિના રુપમાં પરિપકવ થશે.

—૬૩—

મ્હારે મ્હારાં જીવનને ઉન્નત બનાવવું જોઇએ; અને ત્હેને ત્હારા દિવ્ય પ્રકાશ ઉપર રંગીન છાયા ફેલાવતાં સર્વ બાજુ ફેરવવું જોઇએ. હું મ્હારી જાતને મહાન્ ગણું છું; એજ તો મ્હારી માયા છે.

તું ત્હારી જાતેજ પોતાને દૂર રાખે છે, અને પછી ન્હાના મધુર સ્વરે સંગીતધ્વનિ કરે છે. તેથીજ આ ત્હારા સ્વભેદે-વિરહે મ્હારૂં શરીર ધારણ કર્યું છે.

રંગબેરંગી અશ્રુઓ, નિરાશાઓ અને આશાઓના ધ્વનિમાં ત્હારૂં વિરહગાન વિશ્વગગનમંડલે ફરી વળે છે; ઉર્મિઓ ઉછળે છે અને સમાય જાય છે, તથા સ્વપ્નો ભાંગે છે અને ઘડાય છે. હે, પ્રભુ ! મ્હારામાં ત્હેં સ્વપરાજ્ય રચ્યું છે.

આ જે પડદો ત્હેં ઉચક્યો છે તે દિન અને રાત્રિની પીંછીથી અસંખ્ય વર્ણોમાં રંગાયો છે. ત્હેની પાછળ ત્હારૂં, કોઇ પણ પ્રકારની સીધી લીટી વિનાનું, ચિત્રવિચિત્ર વાંકોવાળું બેસવાનું આસન છે.

ત્હારા અને મ્હારા મહાન્ સૌન્દર્ય મેલાએ આકાશ ઘેરી લીધું છે.

ત્હારા અને મ્હારા સંગીત–સુરથી વાયુ ડોલાયમાન થાય છે; અને ત્હારા મ્હારા સંતાકુકના ખેલમાંજ યુગોના યુગો વહી જાય છે.

—૬૪—

મ્હેં છુટ્ટી લીધી છે માટે હે, ભાઇઓ ! હવે મ્હને વિદાયગીરી દ્યો: હું ત્હમને સર્વને પ્રણામ કરી પ્રયાણ કરૂં છું.

હું મ્હારાં સર્વ દ્વારોની ચાવી પાછી આપી દઉં છું, અને મ્હારાં ઘર ઉપરનો દાવો છોડી દઉં છું. હવે હું કેવલ ત્હમારા સર્વની અન્તિમ પ્રસાદ-

વાણી ઇચ્છું છું. ત્હમને સર્વને પ્રણામ કરીને હું જાઉં છું.

અનેક દિવસ સૂધી આપણે એકએકના પાડોશી હતા, પણ હું આપું ત્હેના કરતાં વધુ મ્હેં લીધું છે. હવે રાત્રિ પૂરી થઇ પ્રભાત થવા આવ્યું છે અને ઘરના એકાન્ત અન્ધારા ખુણામાં બળતો મ્હારો દીપક પણ બુઝાઇ જવા આવ્યો છે.

મ્હને આહ્વાનપત્ર મળ્યો છે અને હું મ્હારી યાત્રાને માટે તૈયાર છું. હવે હું સર્વને પ્રણામ કરી જાઉં છું.

—૬૫—

મ્હેં ત્હારી પાસે કશું માગ્યું નથી તેમજ મ્હેં ત્હને મ્હારૂં નામ સુદ્ધાં કહ્યું નથી. માત્ર ત્હેં જ્યારે વિદાયગીરી લીધી ત્યારે હું શાન્ત ઉભી ર્‌હી. જ્યાં વૃક્ષનો પડછાયો તદ્દન સીધો પડતો હતો ત્યાં કુવા પાસે હું ઉભી હતી, અને સ્ત્રીઓ પોતાના બેઢાં માથે સૂધી ભરી ઘર ચાલી જતી હતી. તેઓએ મ્હને બુમ પાડતાં કહ્યું:-“ચાલ, અમારી સાથે; પ્રભાત હવે મધ્યાહ્નનું સ્વાંગ લે છે.” પણ હું અવ્યયસ્થિત વિચાર સંકલનામાં ગુંચવાઈ જતાં ખોટી થઇ ઉભી. હું જાણું નહિ કે શાથી?

તું આવ્યો ત્યારે મ્હેં ત્હારાં પગલાં સાંભળ્યાં નહિ. જ્યારે ત્હારી દૃષ્ટિ મ્હારા પર પડી ત્યારે ત્હારી આંખો મ્લાન જણાઈ; અને જ્યારે રુદિતસ્વરે ત્હેં ધીમે રહીને કહ્યું,—"અરે! હું એક તૃષાતુર પથિક છું." ત્યારે તું શ્રમિત જણાયો. હું મ્હારાં દિન-સ્વપ્નોમાંથી સફાળી ચમકી ઉઠી, અને ત્હારા ખોબામાં મ્હારા કુંજામાંથી પાણી રેડયું. પાંડદાંઓ ખળખળ અવાજ કરવા લાગ્યાં; અભેદિત અન્ધકારમાંથી કોયલે ટહુકો કર્યો, અને બાબલા પુષ્પની મસ્ત સૌગન્ધ રસ્તાના વાંક ઉપરથી આવવા લાગી.

જ્યારે ત્હેં મ્હને મ્હારૂં નામ પુછ્યું ત્યારે હું શરમની મારી મૌન ઉભી રહી. ખરેખર, એવું તે મ્હેં શું કાર્ય કર્યું છે કે જેથી તું મ્હને સ્મરણમાં રાખે? પણ ત્હારી તૃષા છીપાવવાને માટે હું ત્હને પાણી આપી શકી હતી ત્હેની સ્મૃતિ મ્હારા હૃદયમાં કોતરાઇ રહેશે. પ્રાતઃ પહોર પૂરો થવા આવ્યો છે, નિમના પાંદડાંઓ ઉંચે કાંપે છે અને હું અહિં કુવા પાસે બેઠાં બેઠાં વિચાર વમળમાં પડી છું.

—૬૬—

મ્હેં ધાર્યું કે મ્હારી યાત્રા, મ્હારી શક્તિની છેલ્લી મર્યાદા સાથે હવે પૂર્ણ થવા આવી છે, અને

મ્હારી સ્હામેનો રસ્તો બંધ થયો છે, ભાથું ખુટી ગયું છે અને આ જીર્ણ જીવનના છિન્ન મલિન વેશે હવે કોઈક શાન્ત એકાન્ત જગ્યામાં વિશ્રામ લેવાનો વખત આવ્યો છે.

પણ હવે મ્હને માલમ પડે છે કે, ત્હારી લીલા મ્હારામાં કોઈ અન્ત જોઈ શકતી નથી; અને જ્યારે પુરાતન ભાષા બોલાતી બંધ થાય છે ત્યારે નવીન સંગીત હૃદયમાંથી બહાર વહે છે; અને જ્યાં જૂના રસ્તાઓ ભૂલી જવાય છે ત્યાં નૂતન દેશ પોતાની ચમત્કૃતિ સાથે પ્રકાશિત થાય છે.

—૬૭—

રાત ત્યારે અંધારી થઈ; દિવસનું કાર્ય સઉ પુરૂં થયું હતું; અને અમે ધાર્યું કે,–'આજે કોઈ મહેમાન આવનાર નથી.' રાત્રિને લીધે ગામમાં સર્વ દ્વારો બંધ થઈ ગયાં હતાં. માત્ર કોઈક બોલતું હતું કેઃ–" આજે મહારાજ આવનાર છે." અમે હસીને કહ્યું;–" ના ! તેમ બનીજ શકે નહિ !"

એટલામાં અમે બારણા ઉપર ટકોરા થતા સાંભળ્યાં ત્યારે અમે બોલ્યા કે;–' તે કેવલ પવનનો પ્રત્યાઘાત્ છે.'

અમે દીપક બુઝાવી નાંખ્યા અને સુવાને માટે આલસ કરી આડા પડયા. માત્ર કોઈકિ બોલ્યું–"આ

દૂત છે!" ત્યારે અમે હસ્યા, અને કહ્યું;–"ના! તે પવનજ હોવો જોઇએ!"

મધ્ય રાત્રે સુઇ ગયા ત્યારે કાંઈક અવાજ થયો; અને અમે ઉંઘતાં ઉંઘતાં વિચાર્યું કે;–'મેઘ દૂર ગર્જના કરે છે.'

ધરતી કંપવા લાગી અને દિવાલો ડગમગી; તેણે અમારી નિદ્રામાં ભંગ કર્યો. માત્ર બે એક જણા બોલી ઉઠયા કે;–"એ રથના પૈડાનો અવાજ છે!" અમે ઉંઘમાંજ બબડયા કે;–"ના! તે મેઘગર્જનજ હોવું જોઇએ?"

જ્યારે નોબત્ વાગ્યા ત્યારે રાત્રિ ઘોર અંધારી હતી, અને અવાજ આવ્યો;–"સત્વર જાગૃત "થાઓ વિલમ્બ મા કરો!!" અમે છાતી પર હાથ ચોળયા અને ભયથી ધ્રુજવા લાગ્યા. એટલામાં કોઈક બોલ્યું;–"જો! પેલો રહ્યો રાજાનો વાવટો". અમે એકદમ ટટાર થઇ ગયા, અને બુમ પાડી ઉઠયા કે;–"હવે વિલમ્બ કરવાને માટે વખત નથી."

રાજા તો આવ્યો–પણ દીપક કયાં છે? કયાં છે હાર તોરા? અરે! ત્હેને બેસવાનું સિંહાસન સુદ્ધાં કયાં છે? હાયરે ભાગ્ય! હાયરે લજ્જા!! કયાં છે સભા! અને કયાં છે સજ્જા?! એટલામાં કોઈ એક બોલ્યું કે;–"એ આક્રંદ વૃથા છે! ખાલી હાથે

ત્હેનો સત્વર સત્કાર કર, અને ત્હારાં શુન્ય ઘરમાં ત્હેને લઈજા ! ! ”

અરે ! દ્વારો ખુલ્લાં કરી દો–શંખ બજાવો ! શંખ બજાવો ! ! આજની ઘોર રજનીમાં અંધારા અને શુન્ય ગૃહના અધિષ્ઠાતા આવ્યા છે ! આકાશમાં ગર્જના થાય છે. અને અન્ધકાર વિદ્યુત્‌ના ચમકારથી ધ્રૂજે છે અરે ! ત્હારી તુટેલી સાદડી લાવ અને બહાર ચોગાનમાં બિછાવ. તોફાનની સાથે ભયંકર દુઃખ-રાત્રિના આપણા રાજા અકસ્માત્ આવ્યા છે ! !

—૬૮—

વાદળ પર વાદળ જમા થાય છે, અને સર્વત્ર અંધકાર કરી દે છે. અહા, પ્રેમ ! શા માટે તું મ્હને દ્વારની બહાર એકલાને બેસાડી રાખે છે ?

કામના દિવસોમાં ન્હાના પ્રકારના કામને લીધે હું લોકોની સાથે હોઉં છું પણ સાંજના આ ઘન-ઘોર એકાન્ત દિવસે જે હું બેઠો છું તે કેવલ ત્હારી આશાથીજ !

તો હે, પ્રેમ ! શા માટે તું મ્હને એકલાને દ્વારની બહાર બેસાડી રાખે છે ?

જો તું મ્હને ત્હારાં દર્શન ન આપશે, જો તું મ્હને તદ્દન ત્યજી દેશે, તો મ્હને સુઝ પડતું નથી

કે મ્હારો આ લાંબો અને વર્ષા-(ઉપાધિ) યુક્ત કાળ હું કેમ ગાળીશ ?

હું દૂર આકાશના અંધકાર ઉપર નજર રાખી રહ્યો છું, અને મ્હારૂં દ્રવિત હૃદય અશાન્ત પવનથી ભમે છે.

અરે ! પ્રેમ !! શા માટે તું મ્હને દ્વારની બહાર એકલાને બેસાડી રાખે છે ?

—૬૯—

શાન્તિનો પ્રાતઃઉદધિ પક્ષી-ગાનની ઉર્મિઓ સાથે ઉછળવા લાગ્યો હતો; અને રસ્તાની બાજુપર આવેલાં પુષ્પો આનન્દથી પ્રફૂલ્લ થયાં હતાં; અને સુવર્ણમુદ્રાઓ વાદળોની ફાટની વચ્ચે છુટી છવાયી વેરવામાં આવી હતી ત્યારે અમે કાર્ય-પથ ઉપર ત્વરાથી ચાલ્યા જતા હતા, અને કશી દરકાર કરી નહિ.

અમે સુખે બેસીને હર્ષદ સંગીતો ગાયાં નથી અગર તો નૃત્ય કર્યું નથી; અમે વિનિમય અર્થે ગ્રામમાં ગયા નથી; અમે આંખો ઉચ્ચાર સરખો પણ કર્યો નથી અગર તો હસ્યા નથી; અમે રસ્તામાં થોભ્યા નથી, પણ માત્ર જેમ જેમ કાલ જતો ગયો તેમ તેમ અમે ત્વરાથી ચાલવા લાગ્યા.

મધ્યાહ્ન થવા આવ્યો અને શીતલ છાંયા નીચે કબુતરોએ કુકુ અવાજ કરવા માંડયો. સુક્કાઇ

ગયેલાં પાંદડાંઓ મધ્યાન્હના ઉષ્ણ વાયુથી ગુંછળું વળી નાચવા લાગ્યાં. વટવૃક્ષના છાંયા નીચે તે ગોવાળીઓ ઉંઘમાં પડી સ્વપ્ન જોવા લાગ્યો; અને હું, મ્હારાં શ્રમિત અવયવોને, કોમળ લીલાં ઘાસ ઉપર, વિશ્રાન્તિ આપતો, પાણીની પાસે, સ્હજ આડો પડ્યો.

મ્હારા સહાનુધ્યાયીઓ મ્હને તિરસ્કારથી હસવા લાગ્યા; તેઓ નાકની ડાંડી તરફ નજર રાખી ત્વરાથી આગળ વધ્યા; તેઓએ પાછું ફરી જોયું નહિ અગર તો વિશ્રાન્તિ લીધી નહિ; અને અન્તે તેઓ દૂરના ઝાંખાં ધુમસમાં અદૃશ્ય થઈ ગયા.

તેઓ ઘણા ક્ષેત્રો અને પર્વતો ઓળંગી, ઘણે દૂર આવેલી અલૌકિક ભૂમિ વટાવી ગયા. હે! નિશ્શેષ માર્ગના વીર યાત્રાળુઓ ત્હમને ધન્ય છે! સર્વને ધન્ય છે!! ઉપહાસ અને તિરસ્કારે મ્હને જાગૃત થવાને ઉશ્કેર્યો, પણ ત્હેને કશો પ્રતિઉત્તર મળ્યો નહિ. હું આનન્દમય અગાધ અગૌરવમાં પંખીના ગાનથી, બંસીના તાનથી અને પલ્લવના કંપથી મગ્ન થયો.

સૂર્ય-કિનારીના ઝાંખા પ્રકાશની વિશ્રાન્તિની અસર મ્હારા હૃદયપટ ઉપર ધીમેથી ફરી વળી. મ્હેં શાને માટે યાત્રા કરી હતી તે હું ભૂલી ગયો; અને હું અન્ધકાર તથા સંગીતોની મ્હારા મનની વિચાર કલ્પનાને નિશ્ચિંતપણે આધીન થયો.

આખરે જ્યારે હું મ્હારી નિદ્રામાંથી જાગ્યો અને મ્હારી આંખો ઊઘાડી ત્યારે મ્હેં ત્હને ત્હારાં સ્મિતથી મ્હારી નિદ્રાને સુમધુર બનાવતો, પાસે ઉભેલો જોયો.

અહાહા !! માર્ગ ઘણોજ લાંબો અને શ્રમાવહ છે, તથા ત્હેને પ્હોંચવાનો પુરુષાર્થ ઘણોજવિષમ છે એમ જાણીને હું કેટલો બ્હીધો'તો.

—૭૦—

શું ત્હેં ત્હેનો મૃદુ પગરવ નથી સાંભળ્યો ?

તે આવે છે, આવે છે, આવે છે !

યુગે યુગે, પલે પલે અને દિનરાત તે આવે છે, આવે છે, આવે છે !

મ્હેં મ્હારી મોજ પડતાં અનેક ગાન ગાયાં પણ ત્હેના સર્વ સ્વરો હંમેશાં અગમનિગમ ધ્વનિ પોકારી ક્હે છે કે;–તે આવે છે, આવે છે, આવે છે !

ફાગણના પરિમલવિશિષ્ટ દિવસોમાં વનમાર્ગે થઇને તે આવે છે, આવે છે, આવે છે !

વૃષ્ટિમય શ્રાવણની અંધારી રાત્રિમાં ગર્જન કરતા મેઘ–રથમાં બેસી તે આવે છે, આવે છે, આવે છે !

તે ત્હેના ચરણોજ છે કે જે પરમ દુઃખમાં

મ્હારા હૃદયને ચાંપે છે; અને ત્હેના ચરણપંકજનો પારસસ્પર્શ મ્હારા આનંદને પ્રકાશીત કરે છે. તે આવે છે, આવે છે, આવે છે!

—૭૧—

હું ઉપાયહીન થઇ, સાહસ કરી ત્હેને મ્હારા ઘરના ખુણેખુણામાં શોધું છું પણ હજી સૂધી હું ત્હેને શોધી શક્યો નથી. હે, નાથ! મ્હારૂં ઘર ન્હાનું છે એને જો એક વખત અંદરથી કોઇક ગુમ થયું તો ફરી ત્હેનું સન્ધાન બેસતું નથી. પણ હે, નાથ! આ વિશ્વમય ભુવન–ત્હારૂં ગૃહ અનન્ત છે એટલે ત્હેને શોધવા જતામાં હું ત્હારાં દ્વાર આગળ આવી પ્હોંચ્યો છું. ત્હારાં સન્ધ્યા ગગનતલ નીચે હું ઉભો છું. અને ત્હારાં નયનજલનું પાન કરવા ઇચ્છું છું. હું અનન્તતાના કિનારે આવી પ્હોંચ્યો છું કે જ્યાંથી કોઈ ચીજનો નાશ નથી–નહિ આશા, નહિ આનન્દ, કેં નહિ નયન જલમાંથી દેખાતી મુખાકૃતિનો આભાસ! અહા! મ્હારાં શુષ્ક જીવનને તે અમૃતરસ–સાગરમાં ડુબાવો! ડુબાવો!! મ્હને માત્ર એક વખત તે વિશ્વની વિશાળતાના માધુર્યનો ગતસ્પર્શ પુનઃ અનુભવવા દ્યો!!

—૭૨—

હું કેવલ પ્રેમને માટેજ, ત્હેને મ્હારૂં સર્વસ્વ અર્પણ કરવા, વિલમ્બ કરતી બેસી રહી છું; અને

તેથીજ આટલો બધો વિલમ્બ અને આવી ભુલોથી હું દોષિત થઇ છું.

તેઓ તેઓના નિયમ અને નિષેધથી મ્હને મજબૂત બાંધવાને આવે છે; પણ મ્હેં તેઓને હંમેશાં ભુલથાપ આપી છે; કેમકે હું તો ફક્ત પ્રેમને માટેજ, ત્હેને મ્હારૂં સર્વસ્વ અર્પણ કરવા, વિલમ્બ કરતી બેસી રૂહી છું.

લોકો મ્હારી નિન્દા કરે છે પણ નિન્દાથી કશું થનાર નથી; મ્હેં તે સકલ નિન્દાને માથે ધરી છે અને હું તેઓની નીચે રહું છું.

મેલાનો સમય જતો રહ્યો છે, અને ઉદ્યોગી લોકોને માટે સર્વ કાર્ય પૂર્ણ થયું છે. જેઓ મ્હને વૃથા બોલાવવા આવ્યા હતા તેઓ રોષ કરી પાછા ગયા છે. હું તો કેવલ પ્રેમને માટેજ, ત્હેને મ્હારૂં સર્વસ્વ અર્પણ કરવા, વિલમ્બ કરતી બેસી રૂહી છું.

—૭૩—

હું જાણું છું કે એક દિન એવો આવશે કે, જ્યારે આ નયન ઉપર અન્તિમ નિમેષનો પડદો ફરી વળશે. તોપણ રાત પ્રતિદિનની માફક પહોરો ભરશે અને જગતની જાગૃતિ સાથે પ્રભાત પણ થશે. સરિતાના કલરવની માફક સંસારનો ખેલ ચાલશે અને સુખ દુઃખની લ્હેરીઓ સાથે વખત વહી

જશે. આ કથાનું સ્મરણ કરતાં કાલ મ્હારાં ઉત્સુક નયનો સમક્ષ ખડું થાય છે. જ્યાં કંઈ પણ તુચ્છ નથી પણ સર્વ દુર્લભ છે. આ ધરણીનું કનિષ્ઠ સ્થાન પણ દુર્લભ છે એટલુંજ નહિ પણ આ જંગતનો વ્યર્થ-તમ પ્રાણ પણ દુર્લભ છે. જે ચીજોની હું વૃથા આશા રાખતો હતો અને જે ચીજો મ્હારી પાસે હતી તેઓને જવા દો; અને જે ચીજોની 'તુચ્છ' કહી ઘૃણા કરી હતી તે મ્હને આપો !

—૭૪—

હું જેને મ્હારા નામ સાથે જોડું છું તે આ કારાગૃહમાં બેઠો બેઠો રડે છે. હું ત્હેની ફરતે આ દિવાલ બાંધવાના કામમાં ગુંથાઇ ગયો છું; અને જેમ જેમ દિન પ્રતિદિન આ દિવાલ આકાશમાં ઉંચે જતી જાય છે તેમ તેમ ત્હેના ઘોર પડછાયામાં અન્ધકારને લીધે મ્હારું સત્ય સ્વરુપ દૃષ્ટિથી દૂર થતું જાય છે.

મ્હારૂં નામ ઉચ્ચ થાય, અને કોઈપણ પ્રકારનું છિદ્ર રૂહેવા ન પામે તે માટેની ચિન્તાથી મ્હારૂં મન વિરામ પામતું નથી, અને તેથી થર પર થર ચ્હડાવી હું ત્હેને મજબૂત કરતો જાઉં છું. મ્હેં ત્હેનું યથાર્થ જતન કર્યું પણ તે સર્વ મિથ્યા, કેમકે મ્હારૂ સત્ય સ્વરુપ દૃષ્ટિથી દૂરને દૂર જતું જાય છે.

—૭૫—

હું જ્યારે મ્હારા હાથમાંથી સુકાન છોડું છું ત્યારે હું જાણું છું કે, 'ત્હારો હવે તે ધરવાનો વારો આવ્યો છે.' જે કંઇ પણ થવાનું છે તે માત્ર આ તાણાતાણીમાં થઈ જશે. ત્યારે હવે એને બન્ને છેડેથી છોડી દે; અને તું શાન્ત થઈ જ્યાં ત્હને બેસવાનું કહ્યું છે ત્યાં જા અને ભાગ્યમાની ત્યાં બેસી રહે !

મ્હારા આ દીપકો પવનનો સહજ ઝપાટો આવતાં બુઝાઈ જાય છે અને ત્હેને પુનઃ પ્રજ્વલિત કરવા જતામાં હું બધું ભૂલી જાઉં છું; પણ આ વખત હું મ્હારી સાદડી પાથરી અન્ધકારમાં ત્હારી રાહ જોતો બેસી રહીશ અને તું ત્હારી મરજી થાય ત્યારે એ ખાલી આસન ઉપર આવીને બેસી જજે.

—૭૬—

" હું ત્હને ઇચ્છુ છું ! કેવલ તુંજ મ્હારે
"જોઇએ છે ! એમ મ્હારાં હૃદયને અનેક વાર પૂનઃ
"પૂનઃ બોલવા દે."

જે વાસનાઓ મ્હને રાતદિવસ આકર્ષણ કરી રહી છે તેઓ સર્વ મિથ્યા છે. અરે, મ્હારે તો માત્ર તુંજ જોઇએ છે.

જેવી રીતે રાત્રિ પ્રકાશની પ્રાર્થનાને પોતાના અંધકારમાં છુપાવી રાખે છે તેવી રીતે મ્હારી ગંભિર મોહની બેશુદ્ધિમાં પણ અંતઃકરણમાંથી રુદિત ધ્વનિ સંભળાય છે કેઃ—"તુંજ મ્હારે જોઈએ છે ! "કેવલ તુંજ !!"

જેમ તોફાન જો કે તે શાન્તિની સ્હામે પોતાનું સર્વ બળ વાપરી લડે છે છતાં પણ અન્તે શાન્તિને જ શોધે છે, તેમ આ મ્હારૂં બંડ ત્હારા પ્રેમની સ્હામે આઘાત કરે છે તોપણ તે "હું ત્હને ઈચ્છુ "છું ! કેવલ ત્હનેજ !!" એમ રુદન કરે છે.

—૭૭—

'હું ત્હને જાણું છું' એવો લોકોની આગળ મ્હેં ગર્વ કર્યો છે. મ્હારા કાર્યપટમાં તેઓ ત્હને અનેક અનેક સાજથી ભુષિત જુવે છે. કેટલાઓ મનુષ્ય મ્હને આવીને પૂછે છે કે, "તે કોણ છે?" અને ત્હારો પરિચય ઈચ્છતાં કૂહે છે કે, "તે કોણ છે?" તેઓને શું જવાબ દેવો તે માટે મ્હારી પાસે શબ્દો નથી. માત્ર હું એટલું કહું છું કે, "કોણ જાણે ! કોણ જાણે !" આ સાંભળીને તું હસે છે; આ ત્હારા દોષથી મ્હને શું દોષ ?

ત્હારી અનેક કહાણીઓને હું મ્હારાં અનેક જૂદાં જૂદાં ગાનમાં ઉતારૂં છું અને ત્હારી ગુસ

વાર્તાઓને પ્રાણુની માફક છુપાવી રાખું છું. કેટલાક મનુષ્યો મ્હને આવીને કહે છે કે, "તું આ જે ગાય છે ત્હેનો શું અર્થ છે?" ત્યારે હું તેઓને શું કહું, જ્યારે મ્હને પોતાનેજ વાણી આવડતી નથી. માત્ર હું એટલો ઉત્તર દઊં છું કે, "એનો અર્થ કોણ જાણે?!" તેઓ હસીને ચાલ્યા જાય છે, અને તું મૃદુ સ્મિત કરતો બેસી રૂહે છે.

—૭૮—

હું ત્હને દેવતા જાણીને આદરસહ દૂર રહ્યો હતો; પણ પોતાનો જાણીને પરિચય કર્યો નથી. હું ત્હને પિતા જાણીને ચર્ણે પડયો હતો; પણ બન્ધુ જાણીને ત્હારો હાથ પકડયો નથી.

જ્યારે તું પ્રેમથી મ્હારો પોતાનો થઈ નીચે આવે છે ત્યારે ત્હને મ્હારો મિત્ર ગણીને હું હૃદય સાથે ચાંપવાને ત્યાં ઉભો રૂહેતો નથી.

હે, પ્રભુ! મ્હારા બન્ધુઓમાં તું બન્ધુ છે. હું તેઓની દરકાર કરતો નથી; મ્હારા ભાઈઓની સાથે હું મ્હારા દ્રવ્યનો ભાગ પાડું છું તે વખતે એ સર્વમાં ત્હારો હીસ્સો જુદો રાખું છું.

સર્વ સુખ અને દુઃખમાં હું મનુષ્યોની બાજુમાં ઉભો રૂહેતો નથી અને આ રીતે ત્હારી સન્મુખ આવી શકતો નથી; હું મ્હારૂં જીવન આપતાં ડરૂં છું અને એથીજ પ્રાણસાગરમાં ઝોકાવતો નથી.

—૭૯—

હું ધારતી હતી કે, ત્હારી પાસે સન્ધ્યા સમયે કણ્ઠે જે પુષ્પમાલા હતી તે હું માગીશ પણ મ્હારી હીંમત ચાલી નહિ. આથી પ્રાતઃકાલે જ્યારે તું છુટો પડશે ત્યારે શય્યા ઉપર વિખરાયલાં પુષ્પો લેવાની આશાથી હું તે પ્રાતઃકાલની રાહ જોતી ઉભી અને પ્રાતઃ સમયે એક બે તુટી પડેલાં પુષ્પદલને માટે એક ભિખારીની માફક શોધ કરી.

પણ અફસોસ! મ્હને શું જડયું? ત્હારા પ્રેમાભિજ્ઞાનમાં શું રહ્યું? તે સુમન ન હતું, તે ગન્ધદ્રવ્ય ન હતુ, તેમ તે સુવાસિત જલની ઝારી પણ ન હતી; તે તો ત્હારી જ્વાલાની માફક પ્રકાશતી, વજ્ર જેવી ભારે મજબૂત તરવાર હતી.

પ્રાતઃકાલની કોમલ પ્રભા વાતાયનમાંથી અંદર આવે છે, અને ત્હારી શય્યા ઉપર પડે છે. પ્રભાતના પક્ષી ચીંચીં કરે છે, અને પૂછે છે કે;—"હે! સ્ત્રી ત્હેને શું મળ્યું?" ના! તે પુષ્પ નથી, તે ગન્ધદ્રવ્ય નથી, તે સુગન્ધ નથી, તે સુગન્ધયુક્ત જલઝારી પણ નથી; તે તો ત્હારી ભીષણ તરવાર છે.

હું બેસીને વિચાર કરી આશ્ચર્ય ચકિત થાઉં છું કેઃ—"આ ત્હારૂં દાન તે કેવું?" મ્હને કોઈ જગ્યા મળી નહિ કે જ્યાં હું ત્હેને સંતાડી રાખું;

હું-શક્તિહીન ત્હેને કમ્મરે બાંધતાં પણ લજવાઉં છું, અને જ્યારે હું ત્હેને મ્હારાં હૃદય સાથે ચાંપું છું ત્યારે મ્હને તે ઈજા કરે છે; તો પણ શું આ વેદનાના બોજાના માનને-આ ત્હારાં દાનને હું સહન કરી શકીશ ? !

આજ પછી જગત્માં મ્હારે માટે કશો ભય ર્‍હેશે નહિ, અને મ્હારા સકલ કલહમાં તું વીજયી નિવડશે. ત્હેં મૃત્યુને મ્હારા મિત્ર તરિકે મ્હારે ઘર રાખ્યો છે અને ત્હેને હું મ્હારા પ્રાણ-રક્તથી અભિષેક કરાવીશ. ત્હારી તરવાર મ્હારાં બંધન ક્ષય કરશે; મ્હેં સકલ ભયને ત્યજી દીધો છે.

આજથી હું સર્વ પ્રકારના ક્ષુલ્લક સાજ ત્યજી દઉં છું; હે ! હૃદયરાજ ! ! એકાન્ત આક્રંદ અને આતુરતા, તેમજ શરમાળપણું અને લટકા મટકા હવે વધુ વખત ર્‍હેશે નહિ. ત્હેં ત્હારી તરવાર મ્હને શણગાર માટે આપી છે. હું ત્હેને મ્હારાં હૃદય સાથે રાખીશ; હવે મ્હારે માટે બીજા સાજ નથી !

—૮૦—

હું માત્ર એક ક્ષણ ત્હારી બાજુમાં મ્હને બેસવા દેવાની છૂટ માગું છું. અને હમણાં જે કાર્યો મ્હારા હાથમાં છે તે હું પછીથી પૂર્ણ કરીશ.

ત્હારા મુખ મણ્ડલના દર્શનથી દૂર થતાં મ્હારૂં

હૃદય શાન્તિ અને વિશ્રામને તો જાણતુંજ નથી, અને મ્હારૂં કાર્ય પરિશ્રમના અતટ સાગરમાં મહાન્ શ્રમરુપ બની જાય છે.

આજે મ્હારી બારી આગળ વસન્ત પોતાના ઉચ્છવાસ નિશ્વાસ સાથે આવ્યો છે; અને પ્રમાદી મધુકરો સુમનકુન્જ આગળ સુમધુર ગુન્જારવ કરી રહ્યા છે.

હવે ત્હારી સાથે એકાન્તમાં ત્હારી સમ્મુખ બેસવાનો, અને જીવન-સમર્પણનું ગાન આવા શાન્ત સમયે ગાવાનો અવસર આવી પહોંચ્યો છે.

—૮૧—

હું મ્હારાં અભિસારના કર્તવ્યને માટે એકલી બહાર આવી; પણ આવા શાન્ત ઘનઘોર અન્ધકારમાં મ્હારી પાછળ પાછળ આ કોણ ચાલે છે ?

ત્હેને દૂર કરવાને માટે અનેક રીતે હું બાજુ પર ખસું છું, પણ હું ત્હેની વિદ્યમાનતા દૂર કરી શકતી નથી.

તે પોતાની વિષમ ચંચલતાથી પૃથ્વીને ધ્રુજાવી જમીન પરથી ધૂલને ઉંચે ઉડાડે છે; અને હું જે જે શબ્દોચ્ચાર કરૂં છું ત્હેના પ્રત્યેક શબ્દે પોતાનો ઘોષ ઉમેરે છે.

હે ! પ્રભુ ! ! તે મ્હારો પોતાનોજ નાનકડો આત્મા છે. તે લજ્જાને જાણતો નથી, પણ હું ત્હેના સંગમાં ત્હારે દ્વારે આવતાં લજ્જા પામુ છું.

—૮૨—

હું મ્હારી હારના હારથી ત્હારા કણ્ઠને શોભાવીશ. હું ત્હારા બલની નીચે દબાયા વગર દૂર ર્‌હી શકતો નથી. હું નિશ્ચયપૂર્વક જાણું છું કે મ્હારૂં અભિમાન તૂટી જશે, અને મ્હારો પ્રાણ અતિશય વૃથા સાથે ફાટી જશે, અને મ્હારૂં શુન્ય હૃદય બંસીની માફક ગાન ગાશે તે વખતે પાષાણ પણ પીગળી જઈ નયનજલ વ્હાવશે.

શતદલ પોતાની પાંખડીઓ એક પછી એક ખોલશે અને મર્મસ્થાનમાં રહેલું મધુ હંમેશ માટે ગુપ્ત ર્‌હેશે નહિ. નીલવર્ણ આકાશમાંથી કોઇક ચક્ષુ મ્હારા પ્રતિ દૃષ્ટિ કરશે અને શાન્ત એકાન્તમાં ઘરની બ્હાર મ્હને બોલાવી લેશે. તે દિવસે કંઇ પણ બાકી ર્‌હેશે નહિ અને તે વખતે ત્હારા ચરણતલે પરમ મરણનો લાભ મ્હને પ્રાપ્ત થશે.

—૮૩—

હું રુપસાગરમાં અરુપ રત્નની આશા કરી ડુબકી મારૂં છું, હવે આ મ્હારી જીર્ણ—નાવને સાથે લઈ ઘાટ ઘાટ ઘુમવાની મ્હારે જરૂર નથી.

એક વખત એવો પણ હતો કે જ્યારે ત્હેને મોજાંઓ સાથે અફાળી રમવામાં હું રાજી થતો હતો, પણ તે સમય જતો રહ્યો છે. હવે તો માત્ર અમૃતરસનાં તળીએ જઇ, અમર થઇ, મરી રહેવાનુંજ હું ઇચ્છું છું.

જે ગાન કર્ણને વિશેષ પ્રિય છે તે ગાન નિત્ય જ્યાં વાગે છે ત્યાં આ પ્રાણ-વીણાને સાથે લઇ તે અતલ સભામાં હું જઇશ.

હું ત્હેમાં અનન્તતાનો સંગીતધ્વનિ પૂરીશ અને શેષ રુદિત ગાનની સાથે શાન્તિના ચરણકમલમાં મ્હારી શાન્ત વીણાને શાન્તિથી સમર્પણ કરીશ

—૮૪—

હે ! ઇન્દ્ર ! ! અતિ દીર્ઘકાલથી મ્હારા હૃદયમાં અનાવૃષ્ટિ છે. ક્ષિતિજ તદ્દન નગ્ન છે—અને એક આછાં વાદલનું ઝાંખું ઝીણું વસ્ત્ર આચ્છાદન પણ નથી, તેમજ દૂરના શીતલ માવઠાંની ઝાંખી નિશાની સરખી પણ નથી.

જો ત્હારી ઇચ્છા હોય તો મૃત્યુના અંધકાર સાથે ક્રોધિત તોફાનને મોકલ, અને વીજળીના ચમકાર અને કડાકાથી જગતની સર્વ દિશાઓને ચકિત્ કરી દે ! હે ! પ્રભો ! ! હે ! રુદ્ર ! ! હે ! વ્યાસ ! ! આ નિઃશબ્દ, સખ્ત અને નૈરાશ્ય તાપ કે

જે હૃદયને બાળી મૂકે છે. ત્હેનો સંહાર કર ! સંહાર કર !! પિતાના ક્રોધને દિવસે માતા જેમ સજલ નયને પોતાના સન્તાન ઉપર ચાહના કરે છે તેમ હે, નાથ !! તું મ્હને ચાહ, મ્હારાપર પ્રેમ કર !

—૮૫—

"હે ! કેદી !! મ્હને કૂહે કે આટલો બધો
"જકડીને ત્હેને કોણે બાંધ્યો છે ?"

તે કેદીએ કહ્યું;—"આ વજ્ર જેવા કઠિન
"બંધથી મ્હારા સ્વામીએ મ્હને બાંધ્યો છે. હું
"ધારતો હતો કે દ્રવ્ય અને સત્તામાં હું સર્વથી
"શ્રેષ્ઠ છું એટલે સર્વને પૂરો પડી શકીશ; આથી
"રાજાના હક્કનું સર્વ દ્રવ્ય મ્હેં મ્હારા પોતાના
"ખજાનામાં એકઠું કર્યું. જ્યારે નિદ્રાદેવીએ
"મ્હને ઘેરી લીધો ત્યારે હું જે શય્યા મ્હારા
"સ્વામીને માટે હતી તે ઉપર સુઇ ગયો, અને
"જાગૃત થતાં મ્હારા પોતાનાજ ખજાનામાં મ્હેં
"મ્હને પોતાનેજ કેદી બનેલો જોયો."

"હે ! બન્દીવાન !! મ્હને કૂહે કે આ વજ્ર
"જેવી બંધનની સાંકળી કોણે તૈયાર કરી છે ?"

તે કેદીએ કહ્યું:—"આ સાંકળીને કાળજીથી
"ઘડનાર હુંજ છું. મ્હેં ધાર્યું'તું કે મ્હારી અજીત

“ સત્તાથી સકલ વિશ્વને હું દાસ બનાવીશ, અને
“ હું પોતે એકલો અવિક્ષેપયુક્ત મુક્તિ ભોગવીશ;
“ આથી રાત દિવસ સખત તાપમાં મ્હેં આ વજ્ર
“ બંધન ઉપર કામ કર્યું. જ્યારે કાર્ય અન્તે પૂર્ણ
“ થયું, અને સર્વ કડીઓ બરાબર સુકઠિન થઈ,
“ ત્યારે મ્હને માલમ પડયું કે એજ મ્હારી સાંકળીએ
“ મ્હને બન્દીવાન કર્યો છે.”

—૮૬—

હે, જનની! મ્હારાં દુઃખાશ્રુઓની એક મુક્તામાલા ત્હારા કણ્ઠને માટે તૈયાર કરી ત્હારા સોનાના થાલમાં હું આજ મૂકીશ.

સૂર્ય અને ચન્દ્રે ત્હારા ચરણપંકજને માટે તારલાઓથી જડિત સાંકળાં બનાવ્યાં છે; પણ મા! મ્હારો દુઃખનો અલઙ્કાર ત્હારી છાતી ઉપર લટકી શોભા આપશે.

ધન, ધાન્ય અને માન એ સર્વે ત્હારામાંથી આવે છે અને તે આપવું કે લઇ લેવું એ બધું ત્હારાજ હાથમાં છે.

પણ આ મ્હારૂં દુઃખ એ મ્હારા ઘરની જણસ છે અને તે હું જ્યારે ત્હને મ્હારી ભેટમાં અર્પણ કરૂં છું ત્યારે તું ત્હારી પ્રસાદીથી મ્હને વધાવે છે. આજ મ્હારો અહઙ્કાર છે.

—૮૭—

હે, જર્જરિત દેવાલયના દેવતા ! આ તુટી ગયેલી વીણાના તારો ત્હારી પ્રાર્થના ગાઈ શકતા નથી; અને સન્ધ્યા સમયે આ શઙ્ખ ત્હારી આરતીની સુચનાનો ઘોષ કરી શકતો નથી. હે, જીર્ણ થયેલા મન્દિરના દેવ ! ત્હારાં પવિત્ર સ્થાનનું વાતાવરણ સ્થિર, ગંભિર અને શાન્ત છે.

ત્હારા જનહીન ભુવનમાં નવ–વસન્ત–પવનની સુમધુર વ્યાકુલ ગન્ધ મ્હેકે છે. તે પોતાના પ્રમાદી વહેનમાં પુષ્પોના ફુટવાના સમાચાર લાવે છે કે જે પુષ્પોનો ત્હારી પૂજાના અર્ધ્ય માટે હવે વધુ વખત ઉપયોગ થતો નથી.

ત્હારો પૂજાવિહીન પૂજારી આખો દિવસ ઉદાસ થઈને આમતેમ ફરે છે, અને ત્હારી અપ્રાપ્ય કૃપાનો તે ભિખારી ગોધૂલિ સમયે ઉડતી રેણુના આચ્છાદનથી થયેલી વન–છાયામાં તે ચિર–ઉપવાસ પીડિત ત્હારો પૂજાહીન પૂજારી થાકયો પાકયો ફરી ફરીને ત્હારા જીર્ણ મન્દિરમાં આવે છે.

ઘણાઓ ઉત્સવના દિવસો અગોચાર આવી જાય છે, હે, જીર્ણ મન્દિરના દેવતા ! અને કેટલીઓ પૂજા–રાત્રિ વીના પ્રકાશ એમને એમ વ્યતિત થઈ જાય છે. ઘણી નવીન પ્રતિમાઓ બનાવી છે અને

વખત આવતાં વ્યામોહના પવિત્ર ઝરણમાં તણાઈ ગઇ છે કેવલ તે જર્જરિત દેવાલયનો દેવજ આખો દિવસ સેવાહીન રહી ગયો છે.

—૮૮—

હે, જીવનની શેષ પરિપૂર્ણતા ! મૃત્યુ, મમ મૃત્યુ ! તું મ્હારી સાથે કંઈક વાત કર ! દિન પ્રતિ-દિન આખા જન્મ સૂધી મ્હેં ત્હારી રાહ જોઇ છે, અને ત્હારે માટેજ મ્હેં જીવનનાં દુઃખસુખની સર્વ વ્યથા સહન કરી છે, હે, મૃત્યુ, હે, મમ મરણ ! તું મ્હને કાંઈક કથા કહે !

હું જે છું, અને મ્હારી પાસે જે સર્વ છે તથા હું જે આશા રાખું છું અને મ્હારો જે સર્વ પ્રેમ છે તે ગુપ્ત રીતે ત્હારા પ્રતિ વહન કરી રહ્યો છે. ત્હારા કેવલ એક અંતિમ શુભ દૃષ્ટિપાતે મ્હારૂં મિલન ત્હારી સાથે થશે અને આ જીવનવધૂ ત્હારી થતાં નિત્ય સહચારિણી થઈ રહેશે. હે, મૃત્યુ ! મમ મરણ ! તું મ્હારી સાથે કંઇક વાત કર !

મ્હારા ચિત્તમાં ત્હારે માટે પુષ્પમાલા ગુંથાઇ ગઈ છે; પણ શાન્ત હાસ્યસુખ સાથે વરરાજા પોતાના વરઘોડા સહ ક્યારે આવશે ? વરમાલા તૈયાર છે. તે દિવસે હું 'આ ઘર મ્હારૂં છે' એમ કહેવા રહીશ નહિ. લગ્નોત્સવ પછી પ્રતિવ્રતા પોતાનું ઘર

છોડશે અને પોતાના પતિને એકાન્ત રાત્રે મળશે. મૃત્યુ, હે, મમ મૃત્યુ! તું મ્હારી સાથે કંઇક વાત કર!

—૮૯—

હે! જીવનસ્વામિ!! હું પ્રતિદિન ત્હારી સમ્મુખ ઉભો રહી શકીશ? હે, ત્રિભુવનેશ્વર! શું હું મ્હારા કર જોડી ત્હારી સમ્મુખ ઉભો રહી શકીશ?

ત્હારા અપાર નીલ આકાશોદર નીચે, શાન્તિ અને એકાન્તમાં, નમ્રહૃદયે અને અશ્રુપૂર્ણ ચક્ષુઓ સાથે શું હું ત્હારી સમ્મુખ ઉભો રહીશ?

ત્હારા આ વિચિત્ર ભવ-સંસારમાં, જીવનના દારુણ કલહમાં, પ્રવૃતિમય જગતના મનુષ્યોની વચ્ચે શું હું ત્હારી સ્હામે ઉભો રહી શકીશ?

હે રાજાધિરાજ! જ્યારે આ જગતમાં મ્હારૂં કર્તવ્ય-કર્મ સમાપ્ત થશે ત્યારે હું એકલો શાન્ત-નિઃશબ્દ શું ત્હારી સમ્મુખ ઉભો રહીશ?

—૯૦—

હે! નાથ!! તું ત્હારા સિંહાસન ઉપરથી નીચે ઉતરી મ્હારી વિજન પર્ણકુટીના દ્વાર આગળ આવી ઉભો.

હું ઘરના એકાન્ત ખુણામાં બેઠાં બેઠાં સ્વતઃ એકલી ગાતી હતી, અને સંગીતનો ધ્વનિ ત્હારા કર્ણપટ પર અથડાયો એટલે તું નીચે ઉતર્યો અને

હે ! નાથ ! ! મ્હારી વિજન પર્ણકુટીના દ્વાર આગળ આવી ઉભો.

ત્હારી સભામાં ગુણી મનુષ્યો ઘણા છે, અને ત્યાં સદાકાલ ગાનતાન ચાલ્યા જ કરે છે; પણ ત્હારા પ્રેમને આ અભ્યાસીનું સાદું આનન્દ સ્તોત્ર વધુ આકર્ષક જણાયું.

મહાન્ વિશ્વ-સંગીતમાં આ સાદો, ઝીણો, કરુણ સ્વર મળી ગયો, અને વરમાલાની સાથે તું નીચે આવ્યો અને હે ! નાથ ! ! મ્હારી વિજન ઝુંપડીના દ્વાર આગળ ઉભો રહ્યો.

—૯૧—

હે, પ્રભુ ! જો આ જીવનમાં હું ત્હારાં દર્શન ન કરી શકું તો મ્હને સદા એમજ અનુભવવાદે કે મ્હારાં દર્શનનો લાભ મ્હેં ગુમાવ્યો છે. આ સર્વ મ્હને એક ક્ષણ પણ તું ભૂલી જવા ના દેતો; મ્હારાં શયન અને સ્વપ્નમાં આ વેદના તું મ્હને સહન કરવા દે !

આ સંસાર-હાટમાં જેમ જેમ મ્હારા દિવસો પસાર થતા જાય છે, અને પ્રતિદિનના લાભથી મ્હારા દ્રવ્યપૂર્ણ હાથો ભરાય જાય ત્યારે તું મ્હને એમજ માનવા દે કે મ્હેં કશું સંપાદન કર્યું નથી; મ્હારાં શયન અને સ્વપ્નમાં આ વેદના તું મ્હને સહન કરવા દે !

જ્યારે આલસને લીધે હું માર્ગની બાજુ ઉપર બેસી જાઉં, યદિ હું મ્હારૂં બીછાનું નીચે ધૂલમાં બીછાવું ત્યારે હંમેશાં મ્હને એમજ વિચારવા દે કે, મ્હારી દીર્ઘયાત્રા તો હજી બાકી છે. આ સર્વ મ્હને એક ક્ષણ પણ તું ભૂલી જવા ના દેતો; મ્હારાં શયન અને સ્વપ્નમાં આ વેદના તું મ્હને સહન કરવા દે !

જ્યારે મ્હારૂં ઘર પૂરભપકાથી શણગાર્યું હોય, અને બંસી સાથે ગાનતાન ચાલું હોય અને સ્નેહી મણ્ડલના હાસ્યથી સર્વત્ર આનન્દ ફેલાઇ ર્‌હે ત્યારે મ્હને મનમાં એટલું વિચારવા દે કે, મ્હેં ત્હને આ વખતે મ્હારા ઘરમાં આમન્ત્રણ કર્યું નથી. આ સર્વ મ્હને એક ક્ષણ પણ તું ભૂલી જવા ના દે તો; મ્હારાં શયન અને સ્વપ્નમાં આ વેદના તું મ્હને સહન કરવા દે !

—૯૨—

હે, પ્રભુ ! તું આ મૃત્યુદેહના માનવીને જે કંઇ દે છે તે અમારી સર્વ સ્થુલ વાઞ્છના પૂર્ણ કરે છે; તોપણ સર્વ અન્તે પોતાના અંતિમ ઉદ્દેશ —ત્હારા પ્રતિ કોઈ પણ પ્રકારની ન્યૂનતા વીના આ-કર્ષાય છે.

નદીને પોતાનું નિત્ય કર્મ કરવાનું છે તોપણ

તે પોતાનાં સર્વ કર્મ પૂરાં કરી ત્વરિત ગતિથી આગળ વધે છે અને પોતાની અન્તહીન ધારાથી ત્હારા પવિત્ર ચરણને નિત્ય જલાઞ્જલિરુપે અભિષેક કરાવે છે. પુષ્પો પોતાના પરિમલથી સમસ્ત સંસારને સુગન્ધિત બનાવી દેછે તોપણ તેથીં સમ્પૂર્ણ ન થતાં પોતાનો શેષ પરિચય ત્હારી પૂજામાં કરી પોતાને અર્પણ થવામાં કૃતકૃત્ય માને છે. ત્હારી આરાધના જગતથી વઞ્ચિત કરતી નથી.

કવિના કાવ્યોમાંથી ભિન્ન ભિન્ન પ્રકારના મનુષ્યો પોતાને મનમાનતા ન્હાના પ્રકારના અર્થો પકડી લે છે તોપણ તે સર્વનું અંતિમ રહસ્ય ત્હને એકનેજ ઉલ્લેખે છે.

—૯૩—

હે ! પ્રભુ !! ત્હને મ્હારૂં આટલુંજ નિવેદન છે કે, મ્હારી સકલ ક્ષીણતાના મૂલનું છેદન કર !

આનંદ અને દુઃખો સ્હેલાઇથી સહન કરવાનું તું મ્હને બલ આપ ?

સેવામાં મ્હારા પ્રેમને ફલદાયક બનાવવાનું મ્હને સામર્થ્ય આપ !

અધમ મનુષ્યોની ઉપેક્ષા ન કરવાનું અને ગર્વિષ્ટ સત્તા આગળ હાથ ન જોડવાની તું મ્હને શક્તિ આપ !

સામાન્ય કલહથી કોઈ પાર વસ્તુ પ્રતિ પ્હોંચી મ્હારી બુદ્ધિને ઉન્નત બનાવવાને તું મ્હને બલ આપ !

અને મ્હારા બલને ત્હારી ઇચ્છાને પ્રેમથી અધીન કરવાનું મ્હને સામર્થ્ય આપ !

—૯૪—

હે, પ્રભુ ! મ્હારા કેવલ એકજ નમસ્કારે ત્હારા આ સંસારે મ્હારા આખાં શરીરને ત્હારાં ચરણ સમ્મુખ લોટી પડવા દે.

ઘન શ્રાવણ મેઘની માફક રસના ભારે નમ્ર થતાં કેવલ એકજ નમસ્કારે હે, પ્રભુ ! મ્હારાં સમસ્ત મનને ત્હારાં ભુવન–દ્વાર આગળ પ્રણિપાત કરાવા દે.

મ્હારાન્હાના પ્રકારના સુરની આકુળ ધારાઓને કેવલ આત્મ–પ્રવાહમાં મળી લીન થઈ જવા દે ! કેવલ એકજ નમસ્કારે હે, પ્રભુ ! તે સર્વ ગાનને શાન્ત, અપાર અને અનન્ત ઉદધિમાં ભળી એક થઈ સમાપ્ત થવા દે !

સ્વગૃહ–પ્રેમી હંસ જેમ માનસરોવરની યાત્રાર્થ દિવસ અને રાત અવિશ્રાન્ત શ્રમથી તે પ્રતિ ઉડે છે તેમ કેવલ એકજ નમસ્કારે હે, પ્રભુ ! મ્હારા સકલ પ્રાણને મહામરણની પાર આવેલા ચિર સ્વદેશ પ્રતિ ઉડ્ડયન કરવા દે !

—૯૫—

હે, બાલક! જ્યારે હું ત્હને રંગીન રમકડાં લાવી આપું છું ત્યારે હું સ્હમજી શકું છું કે, વાદળાંઓ તેમજ પાણીમાં શા માટે ચિત્રવિચિત્ર રંગની ગુંથણી કરી છે, અને શા માટે પુષ્પદલો રંગબેરંગી રીતે ચીતર્યાં છે!

જ્યારે ત્હને નચાવવાને માટે હું ગાન ગાઉં છું ત્યારે હું યથાર્થ જાણી શકું છું કે, વનમાં વૃક્ષપત્રો ધ્વનિ શા માટે કરે છે, અને મૃદુ હૃદયે શ્રવણ કરતી પૃથ્વીને ઉર્મિઓ શા માટે સંયોગિકકોલાહલ-યુક્ત સંગીત-ધ્વનિ સંભળાવે છે.

જ્યારે હું સ્વાદિષ્ટ ચીજો ત્હારા લોલુપ્ત કરમાં મુકું છું ત્યારે મ્હને સ્હમજાય છે કે, પુષ્પ-પ્યાલામાં શા માટે મધ ભર્યું છે અને નદીનું પાણી કેમ સ્વાદિષ્ટ બનાવ્યું છે તથા ફલો ગુપ્ત રીતે કેમ મધુ-રસથી ભર્યાં છે.

જ્યારે હું ત્હને હસાવવાને માટે ત્હારા મુખ ઉપર ચુંબન દઉં છું ત્યારે હે! બાલક!! હું ખરેખર સમજુ છું કે પ્રાતઃપ્રભામાં આકાશમાંથી જે આનન્દ ઝરે છે તે શું છે, અને વસન્ત લ્હેરીઓ મ્હારાં શરીરને, પોતાના અમૃતસ્પર્શથી જે ઉલ્લાસ આપે છે તે શું છે?

—૯૬—

હે! મમ પ્રિયતમ!! તું સર્વના પડછાયાની પાછળ સંતાઇને ક્યાં ઉભો રહ્યો છે? તેઓ ત્હને કશા હિસાબમાં ન ગણતાં ધક્કો મારી ધૂલવાળે રસ્તેથી આગળ ચાલી જાય છે. અને હું અહિં સઉ સાજ સજીને શ્રમાવહ પલો ત્હારે માટે રાહ જોતાં વ્યતિત કરૂં છું; જ્યારે વટેમાર્ગુઓ એક પછી એક મ્હારાં સર્વ ફૂલો આવીને લઇ જાય છે, અને મ્હારી પુષ્પ છાબ લગભગ ખાલી થઈ જવા આવી છે.

સ્હવારનો વખત ગયો છે અને હવે સન્ધ્યા સમય થવા આવ્યો છે: સાયંકાલના શીતલપવનથી મ્હારી આંખો ઘેનથી મીંચાઈ જાય છે. ઘર તરફ જતી વેળા માણસો મ્હારા તરફ નજર કરી હસે છે, અને મ્હને શરમાવી દે છે. હું મ્હારા મુખ ઉપર વસ્ત્ર ઢાંકી એક ભિખારિણીની માફક બેસી રહું છું; અને જ્યારે તેઓ મ્હને પુછે છે કેઃ– “ત્હારે શું જોઇએ છે?” ત્યારે હું શરમની મારી મ્હારી આંખો નીચે નમાવી દઈ નિરુત્તર રહું છું.

અહાહા!! હું તેઓને કેમ કરી કહી શકું કે, ત્હેં મ્હને આવવાને માટે પ્રતિજ્ઞા આપી છે, અને હું ત્હારે માટે રાહ જોઉં છું. શરમ અને વિનયને ખાતર હું તેઓને કેમ કરી કહી શકું કે, મ્હારા

પક્ષામાં આ મ્હારી દીનતા છે. અરેરે!! હું આ અભિમાનને અંતઃકરણપૂર્વક ગુપ્ત રીતે આલિંગન દઉં છું.

હું આ તૃણના આસન ઉપર બેસી આકાશ તરફ દૃષ્ટિ કરૂં છું; અને ત્હારા એકાએક દર્શનના પ્રકાશની વિભૂતિનો ખ્યાલ કરૂં છું—સર્વ તેજ ઝળકી ઉઠે છે, ત્હારા રથ ઉપર સુવર્ણ ધ્વજા ફરફરે છે; અને બંસી તાનસુર સાથે વાગે છે. ત્હારા પ્રતાપથી વસુન્ધરા થરથરે છે, અને મ્હારૂં હૃદય નૃત્ય કરે છે.

જ્યારે, મ્હને ધૂલમાંથી ઉઠાડી, ત્હારી બાજુમાં આ ભૂષણવિહીન, મલિનવેશયુક્ત, વસન્તના સુમધુર પવનથી ધ્રુજતી લતાની માફક ગર્વ, સુખ અને લજ્જાથી કંપતી મ્હારા જેવી ભિખારિણીને પાસે બેસાડવા ત્હારા આસન ઉપરથી ત્હને નીચે ઉતરતાં જૂવે છે ત્યારે તેઓ (રસ્તે જતા વટેમાર્ગુઓ) અવાચક થઇ રસ્તા ઉપરજ ઉભા રહે છે.

પણ વખત વહ્યો જાય છે અને હજી ત્હારા રથના પૈંડાનો અવાજ સંભળાતો નથી. ઘણાઓ વરઘોડા અવાજ, ધુમરાણ અને મ્હોટાઇનો નાદ કરતા ચાલ્યા જાય છે; પણ એ સર્વના પડછાયા પાછળ શું શાન્ત થઇ ઉભો રહે છે તે કેવલ તુંજ છે; અને વૃથા ખેદ કરી, રુદન કરતાં અક્ષીને શ્રમિત બનાવી રાહ જોઉં છું તે કેવલ હુંજ છું?

—૯૭—

હે, મૃત્યુ! ત્હારો દૂત આજે મ્હારા ઘરના દ્વાર આગળ આવીને બેઠો છે. અપરિચિત સમુદ્ર ઉલ્લંઘી તે ત્હારો સંદેશ મ્હને પ્હોંચાડવા આવ્યો છે. રાત્રિ અન્ધારી ઘોર છે અને મ્હારૂં હૃદય ભયભીત બની ગયું છે તોપણ હું દીપક હાથમાં સાથે લઈ મ્હારાં દ્વારો ઉઘાડી ત્હેને આદરસત્કાર કરીશ. આજે મ્હારા દ્વાર આગળ મૃત્યુનો દૂત આવી ઉભો છે.

હું બે હાથ જોડીને, મ્હારાં વ્યાકુલ નયનનાં અશ્રુઓથી ત્હેની પૂજા કરીશ; અને મ્હારૂં પ્રાણ–ધન ત્હેના ચરણ–તલ આગળ સમર્પણ કરી ત્હેની આરાધના કરીશ. મ્હારાં સુલલિત પ્રભાત ઉપર અન્ધકારનો પડદો નાંખીને તે ત્હારો આદેશ પૂર્ણ કરી પાછો જશે; અને મ્હારાં શુન્ય ગૃહમાં મ્હારો વિખુટો પડેલો આત્માજ કેવલ ત્હારી અંતિમ અઞ્જલિને માટે બાકી ર્‌હી જશે. આજે મૃત્યુનો દૂત મ્હારા ઘરના દ્વાર આગળ આવીને બેઠો છે.

—૯૮—

હે, મ્હારા પ્રાણ સખા! હે, મ્હારા બન્ધુ! શું તું આજની તોફાની રાત્રે અભિસારના કાર્ય માટે બહાર જાય છે?

આકાશ નિરાશાથી ગર્જન કરે છે. આજ રાત્રે

મ્હને નિદ્રા આવી નથી. હે, મમ સખા ! હે, પ્રિયતમ ! હું મ્હારૂં દ્વાર વારંવાર ઉઘાડીને અંધારામાં ત્હમને જોઉં છું.

હું મ્હારી સ્હામે બહાર કશું જોઇ શકતી નથી. ત્હારો પન્થ કયાં છે ?

કઈ દૂર નદીના કિનારેથી, કયા ગહન પર્વતની ધારેથી, કયા ગાઢ અંધકારના માર્ગેથી તું મુસ્કેલીથી રસ્તો કોરીને આવે છે. હે ! મમ પ્રિયતમ ! ! હે ! પ્રાણસખા ! !

—૯૯—

હે, મ્હારા પ્રાણેશ્વર ! મ્હારાં સર્વ અંગોમાં ત્હારો ચૈતન્ય સ્પર્શ રાતદિવસ રહ્યો છે એમ જાણીને હું મ્હારાં શરીરને નિત્ય પવિત્ર રાખવા બનતો પ્રયત્ન કરીશ. હે ! પરમજ્ઞાન ! ! તું તેજ સત્ય સ્વરૂપ છે કે જેણે મ્હારી બુદ્ધિમાં વિવેકની પ્રભાને ઉદિત કરી છે, એવું સ્મરણ કરીને હું સર્વ પ્રકારના અસત્યને મ્હારા વિચારોથી દૂર રાખવા બનતો પ્રયત્ન કરીશ.

ત્હારૂં અચલ આસન મ્હારા હૃદય–કુન્જમાં છે એ વાત સદા સ્મરણમાં રાખી હું કુસુમ ઉપર પ્રેમ રાખીશ, અને હમેશાં સર્વ પ્રકારના અનિષ્ટને મ્હારા હૃદયમાંથી દૂર રાખવા પ્રયત્નશીલ બનીશ. અને ત્હારીજ શક્તિથી મ્હને સર્વ કર્મ કરવાનું બળ

મળે છે એમ જાણીને મ્હારાં પ્રત્યેક કૃત્યમાં ત્હારો સંચાર કરવાને હું પરમ પુરુષાર્થ કરીશ.

—૧૦૦—

હે, રાજેન્દ્ર ! ત્હારા હાથમાં અનન્ત કાલ છે.

ત્હારા કાલની કોઇ ગણત્રી કરી શકે એમ નથી; દિવસ અને રાત્રિ ચાલ્યાં જાય છે અને યુગો ફૂલોની માફક ફૂટે છે અને કરમાય જાય છે. વિલમ્બ તેમજ ત્વરા નહિ પણ પ્રતીક્ષા કરતાં તું જાણે છે. ત્હારાં શતવર્ષો અનુક્રમે એક પછી એક ખીલતી પુષ્પકળીને વિકસિત કરતાં એક સરખાં વીતે છે. આપણા હાથમાં વખત નથી, અને વખત ન હોવાના કારણે આપણે આપણું નશીબ અજમાવવા સર્વ મળી પ્રબળ પુરુષાર્થ કરવો જોઇએ. અમારાથી કોઇ રીતે વિલમ્બ થઇ શકે એમ નથી.

આવી રીતે સમય વહી જાય છે, અને ત્હારી સર્વ સેવા હે, પ્રભુ, ! હજી બાકીજ રહી છે. અરે, ત્હારો પૂજા-થાલ સુદ્ધાં હજી એમને એમજ શુન્ય પડયો છે.

હું કવખતે છુટયો છું તેથી મ્હને મનમાં ભય રહે છે પણ જોઉ છું તો હજી સમય ઘણો છે.

—૧૦૧—

હે, મ્હારા સદા પ્રકાશિત દિનમણિ ! હું તો માત્ર શરદૃઋતુના શેષ મેઘની માફક સદા ત્હારા ગગનદલે વૃથા–અકારણ ફરૂં છું. ત્હારાં કિરણ–સ્પર્શે હજી મ્હને બાષ્પરુપ આપ્યું નથી. ત્હારા પ્રકાશ કિરણ સાથે મ્હારી એકતા થઇ નથી, અને આ ત્હારો વિયોગ થતાં હું વરસ અને માસ ગણું છું.

અરે, જો યદિ ત્હારી એવીજ ઇચ્છા હોય અને જો આવોજ ત્હારો ખેલ હોય તો આ મ્હારાં ખાલી ત્વરિત હૃદય ઉપર ભિન્ન ભિન્ન નવીન રઙ્ગો પૂર અને ત્હેને ત્હારા સુવર્ણનો ઢાળ ચ્હડાવ; ત્હેને ભમતા વાયુની સાથે આમ તેમ કુદાવ અને ત્હેને અનેક વિચિત્રતામાં રચી લે.

અરે, વળી ફરીથી જ્યારે રાત્રિના સમયે આ ખેલ સમાપ્ત કરવાની જો ત્હારી ઇચ્છા થાય તો હું ઘોર અન્ધકારમાં અ ધારરુપે દ્રવી, વિખેરાય, અદૃશ્ય થઇ જઇશ; અથવા તો પ્રાતઃકાલની શ્વેતપ્રભામાં કેવલ દૂર નિર્મ્મલ, શુભ્ર શીતલ, રેખાવિહીન–મુક્ત આકાશમાં સ્મિત કરતા મેઘના રુપમાં જ્યોતિઃસાગરની પાર જઈ દૃશ્ય થઈશ.

૧

છે એ સઉ ત્હારાં પ્રેમ ચિહ્નો
હૃદય હરણ !
જે પત્રે નાચે છે જ્યોતિ દિવ્ય
કનકવરણ !
એહ જે મધુર આલસ ભરે
મેઘ વહ્યા જાય આકાશ પરે,
એહ જે અનિલ દેહે કરે
અમૃત ઝરણ;
છે એ સઉ ત્હારાં પ્રેમ ચિહ્નો
હૃદય હરણ !

પ્રાતઃ જ્યોતિ ધારા શું મ્હારા
નયન વહે છે;
ઓ સૌ ત્હારી પ્રેમલ વાણી
હૃદય ભરે છે.

ત્હારૂં મુખ નીચે નમે છે,
આંખી શું આંખી સાથ મલે છે,
હૃદય મ્હારૂં આજ ચુમે છે
ત્હમારાં ચરણ.

## ૨

તેજ મ્હારૂં શેષ ગાન સર્વ રાગિણી પૂરે,—
મ્હારો સર્વ આનન્દ ત્યાં મિલે છે ત્હારે સુરે;

જે આનન્દે માટીની ધરા હસે
અધીર થાય તરુ લતા શું ઘાસે,
જે આનન્દે બે પાગલના જેવા

જીવન-મરણ જોડ ભુવનમાં ઘુમે.
તે સૌ આનન્દ મિલે છે ત્હારે સુરે.

જે આનન્દ આવે વાઝડ વેશે,
ઘુમાવી પ્રાણ જગાવે અટ્ટહાસ્યે;

જે આનન્દે અશ્રુ—જલથી,
ધોવાઈ રક્ત શતદલથી,
વૃથા જાય વિશ્વ-મૃતિકામાં;

જે આનન્દે વચન નહિ સ્ફુરે-
તે સૌ આનન્દ મિલે છે ત્હારે સુરે.

૩

મ્હને હું જાતે કરૂં છું મ્હોટો
એજ તો મ્હારી માયા;—
દિવ્ય તુજ દીપ્તિએ તે
ફેરવે રઙ્ગીન છાયા;
રાખી તું જ અંશ દૂર,
બજાવે મધુર સુર,
એક તુજ બિરહથીજ
બની છે આ મ્હારી કાયા.

વિરહ ગાન વાગી ઉઠે છે
વિશ્વ ગગનમય,
કૈં રઙ્ગના રુદન—હાસ્યે
કંઈક આશા ભય;
કંઈક જે વળી ઉઠે ને પડે,
કંઈક સ્વપ્નો ભાંગે ને ઘડે,
મ્હારા મહિં જે રચી લીધો તે
ત્હારોજ પરાજય.

પટ પુંઠ જે ધર્યું છે
આસન સુંદર ત્હારૂં,
વાંકથી વિચિત્ર બની
અંતર છે જેવું મ્હારૂં;—
મધુર મોહક અને
સુખદ સતેજ બને
આસન છે તેજ તોયે
નયનથી સર્વ સારૂં.

આકાશ વિકાસ ધરે છે
ત્હારા ને મ્હારા આ મેલા;
દૂર રૂહી વળી તેહ ફરે છે
ત્હારાને મ્હારા આ ખેલા;
ત્હારા ને મ્હારા આ ગુન્જારવે
વાયુ વહે છે આ કુન્જવને,
ત્હારાને મ્હારા જવે ને આવ્યે
જાય છે સકલ વેલા.

૪

જે વ્હે છે મુજ અઙ્ગમાં ફરી ફરી,
નાડી સઉ ફોરતાં,
રાત્રિદિન, તરઙ્ગમાલ—જીવની,
તે રેલશે વિશ્વમાં.

તાલે તાલ મિલાવી રાગ નિરખી
જે મૂર્મસ્થાને કુદે છે,
છન્દો કોઇક આનન્દના રચી કરી,
તે નાચશે ભુવને.

જે પ્રાણે, રહી ગુપ્ત શાન્ત નિશ દી;
ભૂમિના રોમકુપે,
તૃણે તૃણે પૃથક્ સૈ સઞ્ચાર જ્યાં
હર્ષનો થાય નિત્યે.

તે પ્રાણે કુસુમો વિકાસ ધરતાં
ને પલ્લવો ફુટતાં;
તે સૌ પ્રાણ અનન્ત હા ! મમ હૃદે
રે' છે પ્રીતે ખેલતાં.
મૃત્યુજન્મ બે ભાઇ નૃત્ય કરતા
જે સાગરે વિશ્વના,
તે પ્રાણાનન્ત હું અહિં અનુભવું
અઙ્ગે મ્હને સ્પર્શતાં.

તે વિરાટ સ્વરુપના રુપ વિષે
યુગ યુગાન્તરે ત્યાં,
ત્હેનું સ્પન્દન મ્હારી આ નસ વહે
નર્તન કરી દોડતાં.

૫

મ્હને પ્રભુ! તું અશેષ કરે છે
એવીજ શું લીલા ત્હાર
ઢોળે ને વળી ફરી તું ભરે છે
નવીન જીવન
કો સમે ગિરિ કો સમે નદી તીરે,
ન્હાની બંસીને મધુર સ્વર પૂરે,
કો સમે તાન બજાવી દૂર ફરે,
તું બાંસરી ધરી ?

ત્હારા અહા!

સીમા ભૂલી

મ્હને (પ્રેમ ક
દે છે તું દાન
કંઈક યુગ

૬

જીવનમાં ચિરકાલ
  વસી રહી હૃદયે
પ્રભાત ન મુખ દેખે
  તેજ મ્હારૂં દાન છે.

જીવનનું શેષ દાન
જીવનનું અન્ત ગાન
અહા, પ્રભુ! તુજ માટે
  તેજ મ્હારૂં દાન છે.

વાણી જહાં શેષ રહી
  પાર નહિ બાંધી શકે
ગાન તેને સુર દઈ
  તાન નહિ સાંધી શકે.

સ્થિર રહે ચુપચુપ
મોહન નવલ રુપ
નિખિલ નયનથી જે
  ઢાંકે તેજ દાન છે.

## ૫

મ્હને પ્રભુ! તું અશેષ કરે છે
એવીજ શું લીલા ત્હારી?
ઢોળે ને વળી ફરી તું ભરે છે
નવીન જીવન—વારિ.

કો સમે ગિરિ કો સમે નદી તીરે,
ન્હાની બંસીને મધુર સ્વર પૂરે,
કો સમે તાન બજાવી દૂર ફરે,
તું બાંસરી ધરી મ્હારી.

ત્હારા અહા! એ અમૃત સ્પર્શે
મ્હારૂં હૃદય ખાલી
સીમા ભૂલીને અતુલ હર્ષે
ઉથલી ઉઠે વાણી.

મ્હને (પ્રેમ કરી) એક મુઠી ભરી
દે છે તું દાન દિવસ વિભાવરી,
કંઈક યુગ એમજ ગયા સરી
છું હું બે કર–ધારી.

૬

જીવનમાં ચિરકાલ
　　વસી રૂહી હૃદયે
પ્રભાત ન મુખ દેખે
　　તેજ મ્હારૂં દાન છે.

જીવનનું શેષ દાન
જીવનનું અન્ત ગાન
અહા, પ્રભુ! તુજ માટે
　　તેજ મ્હારૂં દાન છે.

વાણી જ્હાં શેષ રૂહી
　　પાર નહિ બાંધી શકે
ગાન તેને સુર દઈ
　　તાન નહિ સાંધી શકે.

સ્થિર રૂહે ચુપચુપ
મોહન નવલ રુપ
નિખિલ નયનથી જે
　　ઢાંકે તેજ દાન છે.

ફર્યો જેને હૃદે રાખી
દૂર કંઇ દેશ દેશે
વિકાસ પતન મ્હારૂં
ત્હેની બાજુ પડે છે.
વિચાર ને કાર્ય મહિં
નિદ્રા અને સ્વપ્ન મહિં
ઇશ્વરત્વ ભોગવે જે
તેજ મ્હારૂં દાન છે.

ઘણા જન આવી દ્વાર
ત્હેનો હસ્ત-હાર માગે
તોયે ન સમર્પે પ્રેમ
ત્હારાથી તે રાજી છે.
વિશ્વમાં ન કોઈ એક
જેણે તોડયો ત્હેનો ટેક
પ્રતિજ્ઞાન ત્હારૂં ઇચ્છી
આશા એજ માન છે.

૭

નહિ પાસ તુજ માગ્યુ કશું,
નહિ નામ મ્હેં મ્હારૂં દીધું;
વિદાય થઇ પન્થે પડયો
ત્યાં મોન મ્હેં સાધી લીધું.
જ્યાં વૃક્ષનો છાંયો હતો,
કુવા નિકટમાં, ત્યાં ઉભી;
જલ પૂર્ણથી ભરી ગાગરો
ગજગામિની ચાલી જતી.
દઇ સાદ મુજને બોધતાં
કહ્યું;–"ચાલ,અલિ! તું વેગથી"
ઉભી રહી કંઇ આલસે
નવ જાણું શું ઇચ્છા થકી ?

પદધ્વનિ સુણ્યો મ્હેં નહિ,
તું આવી ઉભો ક્યારથી ?
"તૃષા પીડિત હું પથિક છુ"
કહે, અક્ષી ફીક્કી, મ્હેં દીઠી.
મુજ દિન—સ્વપ્નોમાંથી હું
જાગી કરુણ સ્વર સુણતાં,
મમ પાત્રમાંથી જલ દીધું
ભેગા કરેલા હસ્તમાં.
વનપત્રે 'ખળખળ' ધ્વનિ કર્યો
કોયલ ટહુકી દૂર ત્યાં
બાબ્લા* સુગન્ધી મસ્તીની
ફેલાવતાં વિકસી રહ્યાં
મુજ નામ-સંજ્ઞા જ્યાં પૂછી
અહો ભાગ્ય મ્હેં મ્હારૂં ગણ્યું;
હું મૌન થઈ ઉભી વિચારૂં;—
'શું કાર્ય મ્હેં એવું કર્યું ?'
મ્હેં ત્યાં ત્હને દીધું હતું
એક બિન્દુ માત્ર તૃષાર-જલ

* બાબ્લા=બાબલા નામનાં બંગાલામાં થતાં એક પ્રકારનાં ફૂલ.

એ સઉ કથા છે મમ મને
રહી યાદ સ્મૃતિમાં તે પ્રથમ.
કુવાની ધારે હું ઉભી
કંઇ કાલ, થઇ મધ્યાન્હે ત્યાં;
વિચાર—ચક્રે હું ચ્હડી
થઈ લીન તે તાદૃશ્યમાં.

છે વ્હેતો મમ પ્રાણનો રસ ઝરો
આનન્દદાયી સદા;
હ્યો જે યોગ્ય જણાય અમૃત-ધરા !
છે આપને કાજ આ.
જોવી મુજ નયનથકી સૃષ્ટિને
હે, પ્રાણ દેવા ! ફરી,
સંગીતો મુજ કર્ણદ્વાર રહીને
તુજ સુણવાં શાન્તિથી.
છે વ્હેતો મમ પ્રાણનો રસ ઝરો
આનન્દદાયી સદા;
હ્યોને યોગ્ય જણાય અમૃત-ધરા !
છે આપને કાજ આ.

સૃષ્ટિ તુજ વિચિત્ર વાણી રચતી
સંગીત પ્રેમે પૂરી,
પામે છે ગતિ ગાન ત્યાં પ્રીતિરસે
જયાં ખીલતાં પ્રાણથી.
છે વ્હેતો મમ પ્રાણનો રસઝરો
આનન્દદાયી સદા,
હ્યો જે યોગ્ય જણાય અમૃત-ધરા
છે આપને કાજ આ.

૯

હૃદયે તુજ મ્લાનિ છે,
હજી આંખ ઘેન ઘેરી રહે;
કંટક વને રાજ્ય કરે
કુસુમ રુપ કર ધારીરે.
નહિ શું ખબર ત્હેની ત્હેને?
જાગ તું આ વાર જાગ,
નિદ્રા ઝટ દેની ત્યાગ!

કઠિન પથની શેષે
અગમ નિર્જન દેશે,
બન્ધુ મ્હારો રાહ જૂવે
એકલો મલિન વેશે;
છળ નહિ છેક તું ત્હેને!
જાગ તું આ વાર જાગ,
નિદ્રા ઝટ દેની ત્યાગ!

મધ્ય સૂર્ય રશ્મિ તાપે
શુષ્ક આકાશ કાંપે,
ઉષ્ણ વાયુ પ્રબલ પીડતાં
તૃષા ઢાંકે માપ અમાપે-
ચાર દિશ્ શુન્ય જોને !
જાગ તું આ વાર જાગ,
નિદ્રા ઝટ દેની ત્યાગ !

હૃદય-ગુફાની મહિં
આનન્દ શું છેજ નહિ ?
અહો ! દુઃખ બાંસુરીના
રાગ નિજ રુપે સહી,
મૃદુ સ્વરે ધ્વનિ ઔર હેને !
જાગ તું આ વાર જાગ
નિદ્રા ઝટ દેની ત્યાગ !

૧૦

હું  માગતો ફરીને ભિક્ષા
ગામના અનેક પથે,
આવતો મ્હેં દીઠો ત્યારે
બેસી કો સુવર્ણ-રથે.
અપૂર્વ એક સ્વપ્ન સમ
નયને લાગ્યું તે મમ
નૂતન શું શોભા ત્હેની!
શું વિચિત્ર સાજ!
વિસ્મયથી ધાર્યું મને;—
'આવે કો મહારાજ.'

મ્હેં ધાર્યું,–'આજ શુભદિન
આવ્યો બહુ કાલ પછી,
ઉર્મિઓ ઉછાળા મારે
ભાવના વિચિત્ર કથી.
ઉભો ત્યાં હું માર્ગ પર,
ખુલ્લા કરી દાન–કર;
આશાથી પ્રફુલ્લ થઇ
સુવર્ણના તાનમાં;
'મહારાજ દીસે છે કોઇ
હસાવશે દાનમાં.'

ત્યાં રથ જ્યાં હું ઉભો હતો,
આવીને તે સ્થિર થયો;
મૃદુ સ્મિતે નીચે આવી
ભાગ્ય મુજ જોતો રહ્યો.
ધરી મુખ પ્રસન્નતા,
ભૂલીને સકલ વ્યથા,
ભાગ્ય મુજ ઉઘડશે
એ આશમાં તણાઇ જઇ,
ઉભો દૂર કર કરી
બોલ્યો ત્યાં તે હાસ્ય કરીઃ–

"શું લાવ કંઇ આપવું છે ?"

ચકિત હું શબ્દે થઇ,

રાજા ભિક્ષા માગે એ શું ?

ઘટના વિચિત્ર નહિ ?

ભિખારીથી ભિખ પૂછે

કેવલ કૌતુક એ છે !

શરમથી મૌન થઇ

ઉભો રહ્યો નીચું જોઇ,

ઝોલી મહિં હાથ નાંખી

આપ્યો ન્હાનો કણ લઇ.

જ્યાં પાત્ર ખાલી ઘરે કર્યું,

જોયો ભિક્ષા ધાન્ય મહિં;

સુવર્ણ એક ન્હાનો કણ

આશ્ચર્ય શું પાર નહિ,

ક્રન્દન મ્હેં અતિ કર્યું

સાથે સાથે એવું ઇચ્છ્યું :—

" આપે તે સુવર્ણ થાય,"

સ્વાર્થથી લોભાઇ કંઇ;

"ત્હેને આપ્યું કેમ ન મ્હેં

"સર્વસ્વ ત્યાં રાજી થઇ."

# વર્ણાનુક્રમિક સૂચીપત્રક.

